# વિવિધ વિષય.

ગદ્ય પદ્યાત્મક.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.
માગજી દેવજી કોઠારી
તથા
આનંદ દેવીદાન બારોટ
મહેતાજી—કોટડા સ્કૂલ.
( તાબે સુમરીરોહા-કચ્છ )

( આવૃત્તી પહેલી. )

અમદાવાદ.
"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં ચેતરામ હરીભાઈએ છાપ્યો.
ઈ. સ. ૧૮૯૭ સંવત ૧૯૫૩



કીમ્મત ૭ આના યા કચ્છી કોરી દોઢ.

# વિવિધ વિષય.

ગદ્ય પદ્યાત્મક.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.
પ્રાગજી દેવજી કોઠારી
તથા
આનંદ દેવીદાન બારોટ
મહેતાજી—કોટડા સ્કૂલ.
( તાબે સુમરીરોહા–કચ્છ )

( આંવૃતી પહેલી. )

અમદાવાદ.
"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં ચેતરામ હરીલાલે છાપ્યો.

ઈ. સ. ૧૮૯૭ સંવત ૧૯૫૩



કીમ્મત ૭ આના યા કચ્છી કોરી દોઢ.

# અર્પણ પત્રિકા.

## હરીગતી છંદ.

અહે પંથ સારો જે સદા અહીંને અહાવે સર્વને,
જે ચાલ ભયનો ભાસતો તોડેજ તેના ગર્વને;
વિદ્યા તણાં સુભ બીજની હરગીઝ વૃદ્ધી ઇચ્છતો,
સઘળી જગે વિદ્યાતણી પેખી વૃદ્ધી મન ખુશ થતો;
નીજ દેશની જે બેશ જેને દાઝ દિલમાં ઉઠતી,
નવ સોચ ધારે કોઇવારે-છો પીડા તેથી થતી;
એવું સદા નીજ દેશનું અભિમાન જે જન ચિત ધર્યું,
સહુ આદરે તેને અમોએ ગ્રંથ અરપણ આ કર્યું.

કોટડા તા. ૩૦-૧૦-૯૬

લી.

ગ્રંથકર્તા.

# પ્રસ્તાવના.



સમયની ખુબી ઓરજછે. જે મનુષ્ય પોતાના સંસારિક કાર્યોમાં સંપૂર્ણ રીતે ગુંથાએલ અને જેને પુસ્તકોનું અવલોકન કરવાને પણ પૂરતો વખત મળવો મુશ્કેલ, તેવા મનુષ્યનું ચિતાકર્ષક પુસ્તકો પ્રગટ કરવામાં તે ક્યાંથી થાય? આમ છતાં વખત વખતનું કામ કર્યું જાયછે. અને એવા મનુષ્યનું પણ કોઇ વખત એવા તુરંગોમાં ચિત્ત ઘેરાઇ જાયછે કે તેના હૃદયમાંથી આગળના જંજાળોની એકાએક વિસ્મૃતી થતાંની વારજ અનેક તરેહના નવા નવા તુરંગો દ્રષ્ટીગોચર ખડા થાયછે. અને જે વિષયનો પ્રકાશ આગળ સ્વપ્નમાં પણ કોઇ કાળે ન થયેલો તેને પણ તત્કાલ કરવા ચિત્તવૃતી દોડેછે. અને તે એટલે સુધી કે બીજાં અસંખ્ય કાર્યો પડતાં મૂકી, તે બાબત પૂરતા જોશથી કરવા બાહેર પડેછે. તદ અનુસાર અમારે પણ આ પુસ્તક પ્રગટ કરવાનું બન્યુંછે.

આ પુસ્તકમાં કેફ નિષેધ, બોધ બત્રીશી, ધર્માસ્ટક ઇત્યાદી ગદ્ય પદ્યાત્મક જે જે વિષયોનો સમાવેશ કરેલોછે તે સર્વે સ્વ કપોલ રચીતછે. અને અમો કાંઇ પ્રખ્યાત લેખક અગર તો પ્રાચીન ગ્રંથકર્તા નથી. પણ આ પંથે અમારી કલમ પહેલીજ દોડાવીછે. અને જે શીશુના ખેલ સમાન અમોએ પ્રસિદ્ધ લેખકોનો વેષ ધારણ કર્યોછે, તે પ્રિય વાંચકવર્ગને રૂચીકર્તા નીવડશે કે કેમ? આ બાબતના વિંચારનું ચિતવન્ય કરતાં આ પુસ્તક પ્રગટ કરેવા બાબતના અંકુરોનો સમૂળો નાસ થયા જેવું ભાસતાં તે વિચાર છોડી દઇ આટલોજવિચાર કર્યોછે કે:—

## દોહરા.

શીખી નવકો જનમીઓ, હળવે હળવે હોય;
દિનકર જ્યમ ચડતો ચડે, પ્રકાશ વધતો જોય.
ઘણા બગાડી તાંતણા, અરૂચી આપે કાન,
અંતે તે અભ્યાસથી, ગાય સભામાં ગાન;
ભુ, તાતા, મા કહી કહી, શીખ્યા પ્રથમજ બોલ.
અંતે તે અભ્યાસથી, કરતા ગ્રંથ એ મોલ;

તેજ પ્રમાણે આવી વખતે પણ બહાર પડવાથી જે જે ખામીઓ હશે, તેનો આ પુસ્તક મોટા મોટા વિદ્વાનોને હાથ ચઢતાં યોગ્ય અભિપ્રાયોથી થોડોઘણો નાશ થવાની સાથે થોડીઘણી પણ માહિતીને પ્રાપ્ત થઇશું.

આ પ્રયાસ અમારો પહેલોજછે. અને જે કારણથી આ પુસ્તકમાં સ્થળેસ્થળે ખામીઓ તો માલુમ પડશેજ, પણ સદ્ગુણો શોભિત સુજ્ઞજનોનો ધર્મજ છે કે જાતી મહેનતથી યોગ્ય અભિપ્રાયો તે ખામીઓ વિષે આપી ખામીઓ રહિત બનાવવા પણ ઈર્ષાખોર મનુષ્યની તો વાતજ ઓરછે.

કાવ્ય કરવા વિષેનો અમારો અભ્યાસ બહુજ જુજ કહેતાં નહિ જેવોજ છે. પણ કુદરતી નિયમે અમોને તે વખતપર એકદમ લઈ જઈ અમારા મનના ઉદ્દગારો તે રસ્તે જાહેર કરાવ્યા છે. જેથી તે બાબતમાં ખામીઓ રહે. એ તો નિશંષય જનપ્રસિદ્ધ વાર્તા છે. માટે માત્રાઓ, ગુરૂ—લધુ, તાળ, ગણ વગેરે જે જે ખામીઓ અમારા પ્રિય વાંચકવર્ગને જણાય, તે બાબત "પ્રવીન સાગર" ની અંતની લહેર—૮૪ માના નીચે જણાવ્યા કવિત પ્રમાણે માફી માગીએ છીએ.

## कवित.

बडे कविराईने बनाई कविताई बडी,
जाकी बडताई बसुधाहि में छवाई हये;
बीना चतुराई कविताई पंथ धाई हम,
होयगी हसाई शिशुताई यों देखाई हये;
जेशी मती दाई महामाईने बताई मती,
तेशी मति पाई कविताई या बनाई हये;
धरी नमृताई शिरनाई स्तुति गाई कहुं,
कच्छु चूक आई कविराई सो मोटाई हये;

આ પુસ્તક છપાવી બહાર પાડવાના વખત કરતાં કેટલીએક વગર ધારેલી અડચણોને લીધે વિષેસ વખત લાગ્યો છે, જે માટે સુજ્ઞ ગ્રાહકો પાસેથી માફી માગીએ છીએ.

લી.

મુ. કોટડા–કચ્છ } ગ્રંથકર્તા.

# વિવિધ વિષય.

## ગનેશ સ્તુતિ.

### દોહરા.

[1]આનંદ ને સુખ ધામછો [2]નંદ શિવજીના સાર;
[3]દયા સ્વ દાસો પર કરી [4]તરત તિમર હરનાર. ૧
[5]થાપે જન સૌ સ્નેહથી [6]પહેલાં કરતાં કામ;
[7]રાખી રેમ જન તે પરે [8]ગનેશ પૂરે હામ; ૨
[9]જીવન જે જગના અતી [10]વંદે જન ધરીપ્યાર;
[11]દેહ સિંદુર શોભિતુ, [12]છે દુખ ટાળણુ હાર;

---

### સવૈયા એકત્રીસા.

વધવા આગે ઇછા અમારી, માત તું સારી દેજે દેવ;
દાસ ગણી લે દુખો હરી લે, સાચે ભાવે કરીશું સેવ;
છો ગુણુ નાયક વિઘ્ન વિદારક, રિદ્ધિ સિદ્ધ નિજ સંગ સદાય;
કરીએ સ્તુતિ આદીમાં તુજ, જેથી કાજ સફળ અમ થાય. ૪
પ્રયાસ પેલે વાણી અમારી, ખરેખરી શુધ્ધ હશે ન ખાસ;
જે ટાળી દ્રષ્ટીજ દયાળી, અમપર કરશો એહે આશ.
ઉરથી અરજ અમારી એછે સમય અનુકુળ કરેજે સાય;
કરીયે સ્તુતિ આદીમાં તુજ જેથી કાજ સફળ અમથાય; ૫

## સરસ્વતી સ્તુતિ.

### હરીગીત છંદ.

જય દિલ દયાળી વિશ્વ પાળી પૂણ્યકારી માતછો;
શિરતાજ છો જન સકળની વળી વિશ્વમાં વિખ્યાતછો;
તુજ કીરતીનું કથન કરવા શકતી તો મુજમાં નથી,
વંદુ નમાવી શીશ વારંવાર દેવી ભારતી; ૧
અંતર વિષે અતિ પ્યાર ધરિને હંસ વાહન તું કરે;
પટકૂળ અતિ ઉત્તમ બિરાજીત વળી વીણા કર ધરે;
મણિ જડીત આભૂષણ ધર્યા શુંદર શરીરે શોભતી;
વંદુ નમાવી શીશ વારંવાર દેવી ભારતી; ૨
જે જન પરે તુજ મેર તે જાહેર જગમાંહે થતો;
અકળિત કળા સેં સેં કળી જશવંત થઇને જામતો;
તુજ અવ કૃપાએ માન મટતું મુંઝ મોટી મન થતી.
વંદુ નમાવી શીશ વારંવાર દેવી ભારતી. ૩
સારાં ગ્રંથો આગળ બન્યા જો મેર કરતાપર કરી;
ઇચ્છું હું એવી મેર દેવી પ્રેમથી કર દિલ ધરી,
તુજ મેર વિણ વાણી જનોની કોઇ કાળે ન ઓપતી;
વંદુ નમાવી શીશ વારંવાર દેવી ભારતી; ૪

---

## ઇશ્વર સ્તુતિ.

### સાર્દુલવિક્રીડિત છંદ.

તોરીછે. પ્રભુતા, પ્રભૂ અકળ તે જુક્તિ નથી જાણતો;
ખાલી ચીંત ચડે કળાજ કળવા ખાલો ચક્ષુ તાણતો;
થાક્યા એથી મહાન બુધિના મારી વિભૂશી મતી;

દૂખો દૂર કરી દયાળુ દિલના દેદે પ્રભૂ સૂમતી;
મારો છે ધર્મ સ્તુતી તુજ કરિને ખોવા ઇચ્છું આપદા;
તારોછે ધર્મ સ્તુતિ કાર તણિતો સંભાળ કેવી સદા;
પ્રીતીથીજ ઈશ પ્રકાશ કરતુ કૂબૂધિ જાએ અતિ
દૂખો દૂર કરી દયાળુ દિલના દેદે પ્રભૂ સૂમતી

---

## કેફ નિષેધં.

**વાદી**—કેફ કરવાની તરફેણુવાળો.

**પ્રતિવાદી**—કેફ નહિ કરવાની તરફેણુવાળો.

### સ્થળ બેઠક.

**વાદી**—કેમ દોસ્ત આજ ઉંડા વિચારોમાં આપનું મુખાર્વિંદ ઘેરાએલું જણાય છે?

**પ્રતિવાદી**—પ્રિય બંધુ જે વિષયના વિચારોમાં હુ ઘેરાયલોછું, તે આપની પાસે ઝાહેર કરવામાં કાંઈ અરચણુ ધારતો નથી. પણ

**વાદી**—કેમ બોલતાં અચકાઓ છો? અડચણુ નહિ હોય તો આમ અચકાવાનુ શું પ્રયોજન!

**પ્રતિવાદી**—અરે દોસ્ત જ્યાં મિત્રાઇની ખરી ગાંઠ બંધાઇ ત્યાં વળી "ગુપ્ત" આ શબ્દનો અર્થ વચમાં લાવવો એ તો એક દોસ્તીના દાવાના ધર્મથી વિરૂદ્ધ વાર્તા છે. અને જ્યાં એકબીજા દોસ્તોમાં અંતરાઈ વપરાતી હોય, તો ત્યાં દોસ્તીના દાવાથી ભાળવું હુ ઘણે અંશે ભૂલ ભરેલું ધારૂંછુ. અને તે ખરી દોસ્તી નહિ, પણ "ધુર્ત દોસ્તી" કહેવાય છે. અને આજ હુ મોટો ઉપકાર માનુંછું કે તમો એક ખરો ટાઇમ સાચવી મારે ત્યાં ઠીક આવી ચઢ્યા. ખ-

રેણાર મારા મનમાં જે વિષય ઘોળાયાં કરે છે, તે એક તમારાજેવા મિત્રની સહાયતાથીજ પાર પડે તેમ છે. અને હું ઉમેદ રાખુંછું કે આ બાબત તમે મને યોગ્ય સહાયતા આપી, આ વિષયના ખંડનના વિચારો મમ દ્દષ્ટીગોચર ખડા કરી મમ વિચારોને પૂર્ણ પુષ્ટી આપશો. અને જે વિષય આપની પાસે હાલે ખુલ્લો કરવા ધારૂંછું તે એ છે કે હાલના જમાનામાં કેટલાક જનો પોતાનો ધર્મ કે આબરૂ જવાની ધાસ્તી નહિ રાખતા બેદરકાર રહી, કોણ જાણે મદીરા વગેરે કેફોમાં શાએ કારણથી તેમાં શુંએ સુખ જાણીને ફસાઇને તેનું પાન કરેછે. જે બાબત તેઓને સુમાર્ગે પાછા આણવા માટે મારા મનમાં અનેક તરેહના તુરંગો ઉડયા કરે છે. અને જે કારણથી તેજ વિચારમાં હું ગુંથાએલોછું.

**વાદી**—જે આપે હાલ કેફની ઉલટી તરફેણમાં વિચાર કરેલ છે તેમાં કદી પણ ફાવી શકાય તેમ નથી. સબબ કે તમારા મનના ઉદ્દગારને ટેકો આપનાર થોડાજ જનો મળી આવશે. કારણ કે કેફ કરનારાઓ કેફમાં સમાએલ ગુણોથી વાકેફ છે. અને તેથીજ તેઓએ તે માર્ગ પકડયો છે. અને આપ તો ગેરવાકેફ છો તેથીજ વિરૂદ્ધ પક્ષ ખેંચો છો. વળી કેફ કરવાની રીતી હાલનાજ જમાનામાં ચાલુ થઈ છે, એમ નથી. પ્રાચીન વખતમાં પણ જનો મદીરા વગેરે કેફી વસ્તુઓનું અત્યન્ત ખુશીથી પાન કરતા. અને જે વિષેના દાખલા દલીલો પુષ્કળ મળે તેમ છે.

**પ્રતિવાદી**—અફસોસ! અફસોસ!! અફસોસ!!! જેની પાસેથી સારી સલાહ મળવાની આસ્થા, ત્યાંથી તો ઉ-

લટા નષ્ટ પંથે ચડાવવા જેવા પહેલે પગથીએથીજ વિચારો મળે છે. હું નહિ ધારતો હતો કે તમો મારા આ વિચારોથી ઉલટી તરફેણ તાણનાર નીવડશો. પણ સારૂં થયું કે તમારા આવા કનીષ્ટ રીતીને મળતા મનના ભાવનો દેખાવ કમણાંજ થયો. અને જેથી તેનું ખંડન કરવા હું પૂરેપુરાં દ્રષ્ટાંતો આપી, મારા વિચારો પૂર્ણ કરીશ. અને હું તમને પહેલોજ સ્વાલ કરૂંછું કે જો કેફ કરવામાં જનોની પહેલેથીજ લાગણી લાગી આવેલી છે તો પછી તેવા કેફીઓની નિંદા બીજા મનુષ્યો શા પ્રયોજને કરતા હશે વારૂ?

**વાદી—** **મનહર છંદ.**

કેફીનો નિશો જે કરે, ધણાં તેની પૂંઠે ફરે;
પૈસો કેફીનો વરે, જનોનું શું જાય તે;
નાહક નિંદા તે કરે, નહિ તે વિચાર ધરે;
ચિંતા કરી તેઓ મરે, કહો કોનું ખાય તે?
જરને ઝેર સહુ, વાવરી દીધું તે બહુ;
ખરે નિંદા એમ સહુ, ખતા ઘણા ખાય તે;
પણ માને નહિ કોઈ, અમથું સુકાય લોઇ;
પરાણે બનીને ફોઇ, ખોટે દિલે ચાય તે.

**એજ**

**પ્રતિવાદી—**

નિશાની નિંદા જે કરે, દેવો નહિ દોષ તેને;
જે છે કરનારા તે તો, ખરેખરૂં જાણે છે.
નાહક નાણું બગાડી, કેફ કરી પોતે ફરે;

શાતા નથી બીજાનું તો, શું તે સુખ માણેછે !
નિંદા કરવાથી તેવા, નરો નકટાઇ તજે;
ફૂટી ખૂબ ખૂબ જેમ, ઢોલ ઠામ આણે છે.
નિંદા કરવાથી તેમ, આવશે અવશ્ય સાન;
માટે મારા ભાઈ ખોટો પક્ષ શાને તાણેછે.

## કુંડળીઓ.

વાદી—

કેશીનો પણ પૂરવે, હતો અતી વહેવાર;
મોટા મોટા મૂની જન, કરતા કેશી સાર;
કરતા કેશી સાર, કદી પણ નહી લજાએ;
જે જનની આકાશ, કીરતી બહુ ગવાએ;
હતા એવા અસંત, આગલા મૂની શોકીનો;
સાંભળી જે હેવાલ, દોસ્ત હું છું કેશીનો.

---

## એજ.

પ્રતિવાદી—

મુની જનો એ કેફનો, અતિષે ગણીયો દોષ;
છતાં કેફ કેમજ કરે? ફોકટ મકરો જોશ;
ફોકટ મકરો જોશ, કહું તે લ્યોને માની;
કેફ કરેથી થશે, ધર્મમાં બહુ નુકશાની;
વળી કુસંગથી તેહ, બને કાયા પણ સૂની;
અવગુણ એવા જોઇ, કેફ કરતા નહિ મૂની.

વાદી— મનહર છંદ.

ઘણાં એક શાસ્ત્રમાં, કેફ કર્યા તણી છૂટ;
થોડાએક એવા હશે, જેમાં તે મનાઇ છે;
થોડી મત વાળી કાંઇ, બાબતની આ જમાને;
મનુષ્ય ન માને કોઇ નહિ તે સચાઇ છે.
મોટાં ગ્રંથો ગોઠવ્યાની, જોઇએ મતિ મહાન;
કરવા સ્થીર તેવી મતી, શી રીતી જણાઇછે?
સરળ વિચારો સારા, મળે કેફ થકી પ્યારા;
ખરેખર માનો પણ નહિ તે જુઠાઇ છે;

પ્રતિવાદી— મનહર છંદ.

જેહ જનો ગ્રંથો રચે, મતી વિના તે ન થાય;
(પણ) એવું કયાં સાંભળ્યું કે, કેફ તેઓ કરેછે ?
ન્યાયાશન બેશી ન્યાય, કરેછે જે મોટા લોકો;
ઇન્સાફ પેલાં શું તે કેફે પેટ ભરેછે ?
સારા જન જ્યારે કીયાં, પંચ થઇ આવી બેસે;
ચુકાદો કરવાને શું, કામ કેફે સરેછે;
કેફ કરવાથી કદી, મતી નહિ થીર થાય;
ફોકટ માથામાં કહું, કેફી હવા ભરેછે;

---

વાદી— સવૈયા એકત્રીશા.

કેફ કર્યાથી કદી ન સૂજે, સુઘટ વિચારો સુનીતિ વાન;
આમ વદોછો વિચીત્ર બુધિએ, થાકયો આપીને હું ધ્યાન;
વીર સુણો તમે ધીર ધરીને, મૂળથી મૂકો મોહી વિચાર;
પ્રજા પાશ્ચાત તણા વિચારો, પણ મુજ મતિને છે અનુરસા;
કામ કોઇ પણ તણા વિચારો, સોંપો એ જણને કહું ખાશ;

એક કેફથી કરે વિચારો, કરે કેફની બીજો કયાશ;
એ જણુમાં કેફી જનના બહુ, હોય ઉમદા વિચાર યાર;
પ્રજા પાશ્ચાત તણા વિચારો, પણ મુજમતિને છે અનુસાર;
રોગ નિવારણ કારણ કેફજ, વૈદ વાપરે બહુ ધરિ પ્યાર;
જે પરિણામે પૂરણ આસે, નહી રહે તે રોગ લગાર.
ગુણ એવાછે અનેક એમાં, કરૂં એહનો શું વિસ્તાર;
પ્રજા પાશ્ચાત તણાવિચારો, પણ મુજ મતિને છે અનુસાર.
વિદ્વાનોનો નિયમ એજછે, તુચ્છમાંથી તે કાઢે સાર;
ઉમદી આવી તેઓ ચીજને, મૂકે ને વર્ગી કમ વિસાર;
દિલગીરીમાં દિલ હોય ડૂબ્યું, ખરે ખુશી તેને કરનાર;
પ્રજા પાશ્ચાત તણા વિચારો, પણ મુજમતિને છે અનુસાર.

**પ્રતિવાદિ— સવૈયા એકત્રીશા.**

પ્યારા કહુંછું એજ આપને, મકરો કેફ તણો વિસ્તાર;
અવગુણ ઘણા રહ્યાછે એમાં, કેતાં શશ ન પામે પાર;
નથી દીઠું કે સાંભળ્યું કાને, કેફે સરસ કામ થાનાર;
જક એજ ઝાલી બીજાને, ફસાવવા નહિ કરો વિચાર. ૧
વૈદો આપે કેફ રોગીને, તેથી રોગ નહી જાનાર;
જાતો હોય જો રોગ કેફથી, પામે વૈદો દુઃખ અપાર;
ગુણ સારા જો હોય એહમાં, તો નિંદા નહિ કરે કો યાર;
જક એજ ઝાલી બીજાને, ફસાવવા નહિ કરો વિચાર. ૨
વિદ્વાનોના નિયમ વિષેજે, દિધો દાખલો આપે યાર;
એમ હોય તો ગણાય કેફી, જન વિદ્વાનો માંહે સાર;
મુશલમાન હિંદુ કોમમાં, દિએ કેફને અતિ ધિક્કાર;
જક એજ ઝાલી બીજાને, ફસાવવા નહિ કરો વિચાર. ૩
કરતા તો નહિ પણ કદી, કરતાં આગે કેફ તણું જો પાન;

અંધા થૈ તે રીત પકડવી ? છો થાતુ તેથી નુકશાન;
માંડાઇ કેવી કેવાએ વિચાર, નાકો કેરતા યાર;
જક્ક એજ ઝાલી બીજાને, ફસાવવા નહિ કરો વિચાર. ૪

---

વાદી— ત્રીભંગી છંદ.

માનીલ્યો મારૂં, નથી નઠારૂં: પણુ છે સારૂં, સુણુ પ્યારા;
મત જે ઉચાર્યા, તમથી ન્યારા, મુંજને પ્યારા, છે સારા;
પીજે પડવડતી, નહિ તે નડતી, અતિસે ચડતી, નવ પીજે;
દે દુખને ખાળી, ચિંતા ટાળી, તે ગુણુ ભાળી, તે કીજે;
દ્દષ્ટાંતો દીજે, મનહરી લીજે, મળતાં કીજે, નવ ન્યારાં;
મત મળતાં થાસે, નિશ્ચે ભાસે, જો હોય પાસે, પણુ પ્યારા;
પણુ હોય ન પાસે, તો નવ ભાસે, (તો) કહું ખુલાસે, મતમારા;
જે સુખ કરનારા, છે તે પ્યારા, એ મત મારા, નવખારા;

---

પ્રતિવાદી— ત્રીભંગી છંદ

સુણુ તું મુજ પ્યારા, મત જે મારા, તમથી સારા, લ્યો માની;
પરમેશ્વર ખીજે, જો તે પીજે, એમ ન કીજે, રે જાની;
જેવા પરપોટા,[1] મત તે ખોટા, અતી ન મોટા, મત તાણો;
કહીયું તે સારૂં, નથી નઠારૂં, છતાંજ ખારૂં, કાં જાણો;
દ્દષ્ટાંતો સારાં, જે છે મારાં, તમથી ન્યારાં, તે સુણુજો;
આશીખજ મારી, છે તે સારી, એમ તમારી, મત કરજો;
નિશ્ચે મનહારી, ચિંતા ટાળી, મતી અમારી, ને મળજો;
ભય જાસે ભારી, અરજ અમારી, ને સ્વીકારી, નૈં લડજો;

---

૧ પાણીના પરપોટા માફક થોડી આયુષવાળા મત.

## દોહરો.

આવું દૃષ્ટાંતો થકી, આપેલુંબ ચિતાર;
જે સમજી બંધુ તમો, તેનો કરો વિચાર;
કેફ કર્યાંથી કેટલું, થાએછે નુકશાન;
ચિતાર પૂરો ચિતરૂં, આપીને આખ્યાન;
શિખ દેતાં જો વાપરો, રીઝ રૂઠો જગનાથ;
પોતે પડશો કૂપમાં, કોણુ ઝાલશે હાથ.

મનોત્સાહી કરીને એક નગર હતું. જે શુશોભિત, પ્રખ્યાત અને દેવતાઓની ઈંદ્રપુરીથી પણુ વિષેસ મનને મનોત્સાહી બનાવનારૂ હોવાથીજ તેનું નામ મનોત્સાહી રાખવામાં આવ્યું હતું, અને તે નગરના સુભાગ્યે ત્યાંનો રાજા પણુ સર્વોત્તમ હતો. જે રાજાનું નામ રણુજીતસિંહ હતું. અને તે પોતે મહાન પુરૂષ, વિર્ય, યશ્ય, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય અને સૌર્ય એવા ગુણુોથી સંપન્ન હતો. અને તેનું નગર નિષ્કંટક હતુ તેમજ ત્યાંની પ્રજા પણુ ઘણે ભાગે સ્વધર્મે વર્તનારી હતી. તે રણુજીતસિંહને એકજ પુત્ર હતો, જેનું નામ પ્રતાપસિંહ રાખવામાં આવ્યું હતું. તે પ્રતાપસિંહ બાલ્ય અવસ્થામાં પોતાના પીતા તરફથી સારે રસ્તે ચડાવનારાં અને કેટલાક નષ્ટ રસ્તે ચઢાવનારાં ઘણાં વૈભવ, સુખ અને લાડ સંપૂર્ણુ રીતે ભોગવતો હતો. તેમજ તેના પીતા પણુ તેની મરજીમાફક વર્તતા હતા. આ વખતે તે રણુજીતસિંહ વૃધાવસ્થામાં હતો. અને તે અરસામાં તેને એકાએક બિમારી થઇ આવતાં તેણે વિચાર્યું જે આ દેહ છે તે નાશવંત છે. અને કદાચ આજ બિમારીમાં મારૂં શરીર નાશ પામે તો મારા બાલ્ય પુત્ર પ્ર-

તાપસિંહ અને મારી રાજ્યધાની જે હાલ આબાદ છે, તેની પૂરેપૂરી સંભાળ રાખવા એકજ પ્રધાન વિરશેન શક્તિમાન છે, માટે તેને તેડાવી યોગ્ય બંદોબસ્ત થવા મારી હયાતીમાંજ ઉપાય લઉં તો વિશેસ સારૂં છે. આ પ્રમાણે તેણે પક્કો નિશ્ચય કર્યો. અને પોતાના સાણા પ્રધાન વીરશેનને બોલાવવા માટે પોતાના ખાનગી નોકરને હુકમ કર્યો. અને તે હુકમાનુસાર પ્રધાન વીરશેન પોતાના સુગુણો શોભિત રાજા રણજીતસિંહ પાસે હાજર થયો. રાજાએ તેને યોગ્ય આશનપર બેસાડયો.

પ્રધાન આ વખતે રાજાનો ઘણોજ ગમગીનીમાં ભરાયલો ચહેરો પેખી વિચાર કરવા લાગ્યો કે આ ઉદાશિયન થવાનું કાંઇ પણ ગંભીર કારણ હોવું જોઇએ. અને જે વિષેનો વિચાર કરવામાં પ્રધાનનો જીવ ગુંથાયાથી જાણે રાજાના મનના વિચારોએ એકાએક તેની ખરી લાગણીના હૃદયપર હુમલો કર્યો હોય નહિ, એમ એકાએક પ્રધાનનો ચહેરો બદલી જવાથી સ્પષ્ટ જણાતું હતુ. રાજાએ થોડો વખત વિચાર કરી બોલવાનું શરૂ કર્યું કેઃ—મહારા વાલા પ્રધાન, તમોને હમણા બોલાવવાનો મુખ્ય હેતુ એટલોજ કે હાલ મને જે બિમારી થએલ છે. તે બિમારીમાથી મુક્ત થાઉં એ ઘણે દરજ્જે અશક્ય છે. અને આજપર્યંત તમોએ આ પ્રધાન પદનું કામ ખરૂં અંતઃકરણ લાગાડી નીમકહલાલીથી કરોછો. અને જેના પરિણામે મારા જનાંનરમાં કોઇ પણ મનુષ્યને તમારા તરફથી ગેરઇન્સાફ મળેલ હોય, એવો સમય આજપર્યંત મુદલ જન્મ પામ્યો નથી. તેમજ પામશે પણ નહિ એમ હું પૂર્ણ ખાત્રીથી કહુ

છું. અને હું આશા રાખુંછું કે મારા પાછળ મારા પુત્ર પ્રતાપસિંહના વખતમાં પણ તેથી વિશેસ તમારા પ્રધાનપદને દીપાવશો. વળી તમારી જાણુ બહાર ન હોવું જોઇએ કે મારા કુંવર પ્રતાપસિંહને કેળવણી આપવા માટે કાંઇ પણ ઉપાયો મારા તરફથી લેવાયા નથી. અને જે બાબતના વિચારો મારાથી પૂર્ણ થાય એવું નહિ દીસતાં હું ઉમેદ રાખુંછું કે તમો તેને વિદ્યા સંબંધી પૂર્ણ કેળવણી અપાવી તે જેમ સુનીતિએથી વર્તે તેમ કરશો. આવાં રાજાનાં વચનો સાંભળી પ્રધાન મનમાં ઘણોજ ખેદ કરવા લાગ્યો. અને રાજાનાં આ શોકરૂપી વચનોએ તેના જીગરપર એટલો મારો કર્યો કે તેનાથી થોડા વખતનો કાંઇપણ પ્રત્યુત્તર અપાઇ શકાયો નહિ. આ વખતે ત્યાં એટલો કરૂણારસ જામી રહ્યો હતો કે વજ્જર હૈયાના મનુષ્યનું પણ હૃદય પીગળી જાય.

થોડો વખત વીતિત થયા બાદ ઘણુજ શોકની સાથે હિંમત રાખી પ્રધાન બોલ્યો કે આપે હમણાં જે માંદગી બાબત વચનો ઉચાર્યાં, તેનો એવો ભાવાર્થ નીકળે છે કે આ માંદગીમાંજ મૃત્યુ થશે. પણ એમ આપનું માનવું આપ જેવા હિમ્મતવાન રાજાઓને શોભિતુ નથી તેમજ આપનું આ બોલવું મને તથા આ આપની રાંકડી પ્રજાને તેમજ આપના સર્વ સ્નેહીઓને ઘણું ખેદ કરાવનારૂં છે. આવાં વચનો પ્રધાનનાં સાંભળી રાજા બોલ્યો કે મારૂં એમ માનવું નથી કે મારા શરીરનો આજ બીમારીમાં નાશ થશે. પણ મારી વૃદ્ધાવસ્થાછે. તેથી આગળથીજ બંદોબસ્ત કર્યો હોય તો પાછળથી સારૂં પરિણામ નીવડવામાં શક

રહે નહિ. કારણ કે ઘણાઓને મેં મારીજ દષ્ટીથી નિહાળ્યા છે કે તેઓ પોતાના અલ્પજ કાળમાં મૃત્યુ આવવાના સમય સુધી પણ પોતાની પાછળ પોતાના કુટુંબ વગેરેનો કાંઈ પણ બંદોબસ્ત કરતા નથી. અને "અમે શું તૂર્તમાંજ મરી જઈશું કે શું ?" આવી ખોટી મગરૂરી મનમાં ધરતા હોયછે. અને જેથી તેવાઓના મુવા પછી પાછળ તેઓનું કુટુંબ વગેરા એવી નઠારી સ્થિતિમાં આવી જાય છે કે કાંઈ પૂછવાની વાત નહિ. માટે આગળથીજ પોતાની હયાતીમાં જે બંદોબસ્ત કરવાનો હોય તે કરેથી કંઇ "હવે મૃત્યુ આવવાની ઉમેદ ધારી" આમ માનવું એ મોટી ભૂલ ભરેલુંછે. પલક વારમાં ફક્ત બગાસું ખાતાં જીવ આ દેહને છોડી જતો રહેછે. માટે આગળથીજ ચેતવામાં કેટલો સુલાભ સમાયલોછે ? તે હું વધારે વિસ્તારીને શું કહું તમો કયાં નથી જાણતા ? આવાં રાજાનાં વચનો શ્રવણ કરી, પ્રધાન બોલ્યો કે આગળ જે આપે વિણ ધૈર્ય વાકય ઉચાર્યું; જેથીજ મારી હિમ્મતને કેટલેક દરજ્જે ધક્કો લાગવા જેતું થયું. પણ આ આપના ઉદ્દગારને તો હું પૂર્ણું ટેકોજ આપુંછું;

આ વિગેરે અનેક આ વિષયને યોગ્ય પડતી ભિન્ન ભિન્ન વાતચિત થયા પછી, રાજાએ ધારેલ ધારણા પૂર્ણ કરી, પ્રધાનને પોતાની ડયુટીપર હાજર થવા હૂકમ કર્યો. અને પ્રધાન તે હૂકમાનુસાર સલામ કરી ચાલતો થયો.

કાળ મોર્ક પણ કાળે પોતાનો ટાઇમ વિસર્યો હોય, એ વાત ન ભૂતો ન ભવિષ્યતિ થવાની છે. મહારાજા રણજીતસિંહની કયા દિનપ્રતિદિન રોગના હૂમલાથી લેવાતી

ગઇ, પણ આ વાત પોતાના કુટુંબમાં અને આખા નગરમાં લેશ પણ પ્રસિદ્ધ નહિ કરવી, આમ મહારાજાની સખ્ત મનાઇ હતી. આમ કરવાનો મહારાજાનો મૂળ હેતુ એ હતો કે વખતે પ્રસિધ વાત પડવાથી નિજ સંબંધી તેમજ રૈયત શોક કરે, એમાં કાંઇ પણ નવાઈ નહિ. અને જેના પરિણામે કોઇ વખતે અહીં કોઇ આવેથી કલ્પાંત કરે. અને જેથી આતો એક કુદરતી નિયમજ છે કે તેઓના કલ્પાંતથી મને પણ નાહિમતપણું પ્રાપ્ત થાય. તેમજ વળી રોગ પણ વિષેસ વૃદ્ધી પામે આથી તે બાબતની ફક્ત પોતાના ખાસ હજુરીઓ સિવાય એકજ પોતાની દવાઇ કરનાર વૈદને માહિતી હતી. અને અંતે થોડાજ રોજમાં તે રણજીતસિંહનું મૃત્યુ થયું. અને જેથી આતો એક કુદરતી નિયમજ છે કે હરકોઇ ચોંકાવનારી બાબતની ખબર જેમ ઘણા દહાડાથી પ્રાસદ્ધતાને પામી ગઇ હોય અને તે ઘણી મુદત ગયા પછી તેમ બને, તે જનોના જીગરપર જેટલી અસર કરેછે, તે કરતાં એકદમ ચોંકાવનારી અણધારી બાબત આવીને દર્શન દે તે એકદમ ભયંકર ભયભિત અવસ્થામાં આણી મૂકેછે. અને તે એટલે સુધી કે તેને તે બાબત કાંઇપણ સુજ પડતી નથી. તેજ નિયમાનુસાર આમ કાંઈપણ ખબર અંતર વગર આવા એક મહારાજા રણજીતસિંહના મૃત્યુના સમાચાર સાંભળી રઇયત સર્વત્ર ગાભરી બની ગઇ. અને આખા નગરમાં હાહાકાર થઇ રહ્યો. અને રૈયત પોતાનો સુભેચ્છક ધણી પાછો કોઇ કાળે નહિ આવે એવી લાંબી મુસાફરી કરી ગયાથી પોતાના સુખનો સૂર્ય અસ્ત પામ્યો,

એમ મનમાં અનેક ઉદ્દગારો લાવી કલપાંત કરવા લાગી.

**લલીત છંદ**

સુખસદા ગયું, લેશનારહ્યું, નૃપ જતાં અરે, દુખતો થયું;
હૃદય વિષે હરી, લાગી લાયરે, નવકદીમટે, લાય લાયરે;
ઉર વિષે અતી, ઉદારતાહતી, ગુણુવિષેઅતી, શું કહું કથી;
હરિ હીરા સમો, ભૂપતી હર્યો, નવકર્યોંતણો, કોપતે કર્યો;
પુરણું પાપરે, શુંકર્યાહરી અવકૃપા અરે, કેમ તેં કરી;
નવથયોહશે, નૈઅરે થશે, સુરત તેહની હૃદયમાંવસે;
સુખ તણીઅરે, આસ નારહી, તે વિનાદિશે, સૂન્યરેમરી;
નગરમાંઅરે, જીવ ના રહે, દિલવિયોગતે, કેમરે સહે;

આ વગેરે રૈયતનું કલ્પાંત સાંભળી, પ્રધાન ઘણીજ ન-રમાસથી તેઓ સર્વ ને ધીરજ આપવા વાસ્તે બોલ્યોજે

**સિહાનો કનરો.**

ધરો મન ધીરજ, હેમુજવીરા, શોક ધરીના થાઓઅધીરા;—ધ
અચળ નથી કો, નથી થવાનું, મોડું વેલુંછેજ જવાનું;—ધરો૦
કોદીન આજે, કોદીનકાલે, વિશ્વવિષે એરીતજચાલે;—ધરો૦
રામ સમોજે, જગનો રાજા, છોડીગયો જગમાં જસ ઝાઝા;—ધ
ભુપતીએવા, બારેગયાછે, નહીકલ્પાંતે કોય રહ્યાછે;—ધરો૦
થયું થવાનું, જેહતુંભાઇ શોકધરો મનમાં નવ કાંઇ;—ધરો૦
રત્ન ગયુંજે, હતુ સુખદાઇ કદી મળ્યાનુંહવે નહી ભાઇ;—ધરો૦
હવેપછી જે, ભૂપતીથાએ, પીતા સરીખો કરોજગરાએ;—ધરો૦
ઇશ્વર પાસે, એવુંમાગો, શોક સમૂળો કહુંછું ત્યાગો;—ધરો૦

**પ્રજા— સીતાજીના બાર મહીનાનો રાગ.**

હૈયે હારી ગાયારે હામ, ધીરજ શું ધારીએ;

રણજીતે રોળ્યાં રણમાંય, મનશું વાળીએ;
ઈન્સાફી હતારે અપાર, સ્નેહથી ચાહતા;
એવી રીતે ચલાવે કોણ, હવે હેતે સતા;
ભલે લક્ષ તણાંરે જીવ, જરામાં જાઓરે;
પણ લક્ષ પાળકનું બાઈ, મૃત્યુ નવ થાઓરે;
આપે ઉપમા જનો ઈશ, કૃપાળુરે તણી;
પણ તુજમાં કૃપા નહિ લેશ, માર્યારે અમ ધણી;
થાજો સ્વર્ગે એનો વાસ, એજ ઉચ્ચારીએ;
ફરી પણ મળજો એવા ભૂપ, આસ્યા એ ધારીએ;



આવા પ્રજાના અનેક રૂદને પશુ પક્ષીઓ પર પણ એટલી અસર કરી કે તેઓનાં ચક્ષુઓમાંથી પણ દડદડ અશ્રુ પડવા લાગ્યાં. અને જાહો જલાલીથી પૂર્ણ, સોભાનો સાગર વિલાશ વૈભવનું સ્થાન એવી જે મનોત્સાહી નગરી જેમ સોહાગ વગરની વિધવા સ્ત્રી સર્વ અલંકાર અને ગૌરવનો, આનંદ અને ગર્વનો, સુખનો વૈભવનો ત્યાગ કરી, જેમ રાંકડી, દીન, અને નિસ્તેજ દેખાય છે. અથવા કૃષ્ણ પક્ષની ચૌદશે જેવો નિસ્તેજ ચંદ્ર દર્શન દે છે, તેવી દર્શન દે છે. અનેક તરેહનાં વાજીંત્રોનો ઘોર અને દુદુંભીનો નાદ આજે ત્યાં સંભળાતો નથી. આજે તેનાં વાટ ઘાટ ને હાટ સૂન્યકાર થઈ પડ્યાં છે. ચૌટે ચૌટે ને મહોલ્લે મંદિરે પ્રજા જનના નેત્રમાંથી અખંડિત ધારા વહ્યા કરે છે. અને આ પરિણામથી મનોત્સાહી નગરીમાં વસતા લોકોનો મનોત્સાહ ખરેખર આ રાજા રૂપી રત્ન ગુમ થઇ જવાથી જતો રહ્યો, પણ સાણા પ્રધાન વીરસેનનાં ધીરજવાળા વ-

યનોથી થોડી ઘણી સાન્તીએ લોકોના અંતઃકરણમાં વાસો કર્યો ખરો, પણ આગળના જેવી ઉમેદ રહી નહિ. અને જ્યાં જોઇએ ત્યાં જનોના ચહેરા અતિશય નિસ્તેજ, તેમજ ઉંડા વિચારોમાં જણાતા હતા. પ્રિય વાંચનાર આ ઉંડા વિચારો બીજા કોઇ નહિ, પણ આ વિષયનો નાયક જે પ્રતાપસિંહ તે એના પીતા જેવાં અમૂલ્ય ગુણોરૂપી આ ભૂષણો ગ્રહણ કરશે કે નહિ? તેજ હતા. પણ અફસોસ કે તેઓની ધારણા પાર નહિ પડશે, એવું તેઓને થોડીજ મુદતમાં પ્રતાપસિંહની વર્તણુંકથી માલુમ પડી આવ્યું

આગળ જણાવ્યા પ્રમાણે રણજીતસિંહે સદગુણી પ્રધાન વીરશેનને જે પ્રતાપસિંહને કેળવણી આપવા માટે ભલામણ કરેલ તે હુકમનો અમલ પ્રધાન વીરશેને કરવાનો વિચાર કર્યો. અને તે બાબતના સમાચાર તે પ્રતાપસિંહની માને મોકલાવ્યા. પણ તે કુભાગી પ્રતાપસિંહની મા તરફથી તે બાબતનો પ્રત્યુત્તર એવો મળ્યો કે હાલ કુંવરની ઉમ્મર લઘુ હોતાં આ બાબતની આગળ ઉપર વાત. આ પ્રત્યુત્તર તે પ્રતાપસિંહની માએ પ્રતાપસિંહની મરજી અનુસારજ આપ્યો હતો. સબબકે તે પ્રતાપસિંહનુ અંતઃકરણ કુમાર્ગે ચડવાના રસ્તાપર હોતા વિદ્યાભ્યાસ કરવા તરફ તેનું મન બીલકુલ ચાહના કરતુ નહોતુ.

માબાપોનો ધર્મછે કે પોતાનુ ફરજંદ કુમાર્ગે જવાના રસ્તાપર દોરાતુ હોય તો તેને અનેક તરેહથી અટકાવી પાછુ તેને સૂમાર્ગે ચડાવવું જોઇએ. પણ પોતાના ફરજંદને મરજીમાફક વર્તવા દેવું, એ એક ખરી લાગણીથી ઇચ્છનાર માબાપને લાંછન લગાડનાર બીના છે.

આતો એક નિયમજછે કે હરેક જાતનાં સુભ આચર્ણો શોખવાને જેટલી મહેનત અને વખત લાગેછે, તેટલીજ મહેનત અને વખત દુષ્કૃત્યો શીખવાને લાગતો નથી. અને તેજ નિયમા અનુસાર પેલા પ્રતાપસિંહની માએ જેમ જેમ તેને મરજીમાફક વર્તવા દીધો, તેમ તેમ તે અનેક તરેહના કુકર્મોમાં ફસતો ગયો. પોતાને યોગ્ય વિદ્યાભ્યાસ કરવો, રાજ્ય રીતીમાં ધ્યાન લગાડવું અને પોતાની કીરતીનો પ્રકાશ વધે તેવોજ માર્ગ ગ્રહણ કરવો વિગેરે વિગેરે જે શીખવાના ગુણો, તે પડતા મુકી, નીજ નગરમાં ચોરી, લૂંટફાટ અને તેવી બીજી નઠારી બાબતો ઉત્પન્ન કરનારાઓનો વધારો કરવો, મોટા મોટા નગરશેઠોની આબરૂમાં હાની પહોંચાડવી, ઠામે ઠામે દોડધામ અને એશ આરામ વિગેરે વિગેરે એજ મુખ્ય ગુણો તે ગ્રહણ કરવા લાગ્યો અને જે બાબતની નગરમાં પણ અનેક તરેહથી ચરચા થવા લાગી. પણ તેવી ચર્ચા ઝાહેર રીતે કરી પ્રતાપસિંહની આદત સુધારવા વાસ્તે કોઇ પણ હિમ્મત ધરતુ નહિ. કારણ કે તેવી ચર્ચા કરનારાઓનાં નામ ઠામ ખુલ્લી રીતે પ્રતાપસિંહને જાણવામાં આવતાં તો તેઓને તે શિક્ષા કરવાને ચુકતો નહિ.

આ પ્રતાપસિંહ તરફથી મહા પાપી અને મુખ્યત્વે અધમ આચર્ણો આચરનારા હરામી લોકોને જેમ જેમ આશ્રય મળતો ગયો તેમ તેમ તેવા લોકોનો મોટે પાયે તેની પાસે જમાવ થતો ગયો. અને તેવા લોકોની ટોળીએ આગળ જતાં એવું ભારે રૂપ પકડયું કે કોઇ પણ સદ્‌ગૃહસ્થની સ્ત્રી તે ચંડાળ લોકોના ભયથી જવલ્લેજ બહાર નીકળતી.

સબબ કે તેવા લોકોની દ્રષ્ટીએ કોઇ પણ સ્ત્રી પડતી તો તેની આબરૂમાં હાની પહોંચાડવાને ચુકતા નહિ. કારણ કે એવા લોકોપર રાજા રૂપી અંકુશ હોવું જોઇએ. પણ તેવાં કર્મો કરવામાં રાજા પંડેજ સામેલ હોય તો તેવા લોકો એથી પણ વધારે ગેરવર્તણુંકથી વર્તે તેમાં નવાઈ એ શી!

પ્રિય વાંચનાર આપના અંતઃકરણમાં એવો સ્વાલ ઉત્પન્ન થવો જોઇએ કે આગળ જણાવ્યા પ્રમાણે સુગુણો શોભિત એવો જે વીરશેન પ્રધાન તેની કારકીરદીમાં પ્રતાપસિંહ આવી વર્તણુંકથી વર્તે, તેને અટકાવી સુમાર્ગે લાવવામાં ન આવે. એ એક સારા પ્રધાનનુ એબ લગાડનાર બીના છે, પણ આ સ્વાલનો ઉત્તર એટલોજ કે તેણે કુમાર્ગે દોરવાઈ જતા પ્રતાપસિંહને પહેલેજ પગથીએ અટકાવવા પ્રયત્ન કર્યો, પણ તે પ્રતાપસિંહની માએ પ્રતાપસિંહની મરજી અનુસાર તરફેણ અત્યંત તાણ્યાથી તે પ્રધાનને ધારેલ પોતાની મુરાદ પાછી ખેંચી લેવાની ફરજ પડી કારણ કે જ્યાં માબાપ પોતે પોતાના ફરજંદને બગાડવા પ્રયત્ન કરે તો બીજાની શીખ તેવાં છોકરાં માનેજ ક્યાંથી?

પ્રતાપસિંહ જે લોકોની સોબત કરતો હતો તેવા લોકો પોતાનુ કાર્ય કાઢવા માટે અનેક તરેહના કુફંદોમાં તેને ફસાવતા અને તેવા લોકોની સોબતથી હવે તો પ્રતાપસિંહને મદીરાપાન વગેરે કેફોની આદત પડવા લાગી. અને તે એટલે સુધી કે જે વખતે તે કેફ કરતો તે વખતે તેનું શરીર એટલી બેભાનીમાં આવતું કે તે ચંડાળ લોકો જે કાર્ય ઘણુંજ બેઅદબી ભરેલું, તેમજ આગળ જતાં ભારે

નુકશાન કરતા નીવડે એવું, તે તેઓ તે પ્રતાપસિંહનાજ હસ્તેથી કરાવતા.

વખત વિનિત થઇ જવાને વાર લાગતી નથી જે પ્રતાપસિંહને તેના પીતા લઘુ વયમાં મુકી સ્વર્ગવાશી થયા, તેજ પ્રતાપસિંહ આજે દુર્ગુણોથી ભરપૂર રાજ્યાસનપર બેસવાની ઉમ્મરે પહોંચ્યો. જેથી પ્રધાન વીરશેનને પ્રતાપસિંહને રાજ્યાશનપર બેસાડવો કે નહિ ? અને જો બેસાડવો તો કેવા ઉપાયોથી તેને કબજામાં કરવો ? કે જેથી તે પોતાના રાજ્યની લગામ સુરસ્તેથી ચાલીને પકડવાને શક્તિવાન થાય જે વિષેના અનેક તરેહના તુરંગો તેના મનમાં રાત્ર દિવસ ઉઠવા લાગ્યા અને તે સાન્ત કરવા એકજ ઉપાય તેના જાણવામાં આવ્યો. અને તે એજ કે "જગતકર્ત્તાએ આખી દુનીઆમાં ગેરરીતીથી ચાલનાર મનુષ્યને માટે ઉપદેશરૂપી અમૃતતૂલ્ય ઔષધી ઉત્પન્નકરીછે" જે નિયમા અનુસાર તેને પણ એવો ચમત્કારીક ઉપદેશ આપવો કે જેથી તે સુમાર્ગે ચડે. પણ આવા ઉપાયો આગળથીજ જો નહિ લેવામાં આવે તો તે પ્રતાસિંહ તેના દુષ્ટ મિત્રોની મદદથી મારા કબજામાંથી જબરાઇથી રાજ્ય નીલગામ લેવાને ચુકશે નહિ. અને જેથો મારી આબરૂને ધક્કો પહોંચવા જેવું બનશે. માટે આગળથીજ રાજ્યગાદીના લોભથી ઉપદેશ આપી રાજ્યાસનપર બેસાડવો એ સર્વોત્તમ છે એમ પક્કો નિશ્ચય કરીને પ્રતાપસિંહને બીજે દહાડે બોલાવી ઉપદેશ આપવા ધાર્યું પણ આટલી તો તેને પક્કા ખાત્રી હતી કે ધારેલ વિચારો પ્રમાણે ફતેહમંદ ભાગ્યેજ નીવડીશ.

બીજે દહાડે પ્રતાપસિંહને પ્રધાન વીરશેને બોલાવવા માટે નિશ્ચય તો કર્યો, પણ વળી તેને મોટી શંકા થઈ કે તે આ મારા કહેણુથી મારી પાસે આવશે કે નહિ? પણ તે શંકાનું પાછું સમાધાન આટલેથીજ કર્યું કે "પ્રયત્ન કીધાથી પણ જો પ્રયત્ન ફળે નહિ તો પછી કર્માધીન વાર્તા છે." આથી તેણે પોતાના નોકરને પ્રતાપસિંહને બોલાવી લાવવા માટે હુકમ કર્યો. અને તેજ પ્રમાણે પ્રતાપસિંહ પણ આવીને હાજર થયો. કારણ કે તેને પણ રાજ્યગાદીની મોટી લાલસા લાગેલી હતી. અને તે આવ્યા બાદ વીરશેન પ્રધાને તેને ખાનગી બેઠકમાં બોલાવી ધારેલ વિચારો ખુલ્લા મુકવાની જીજ્ઞાસાથી પ્રતાપસિંહ તરફ એક નજર કરી બોલ્યો કેઃ—તમારી ઉમ્મર રાજ્યાશનપર બેસાડવાને યોગ્ય થઈ. માટે હવે તમોને તુરત મુદતમાં રાજ્યાશનપર બેસાડવાને મારી ઇચ્છા છે, અને તેમ થવા માટે તમારી મરજી પણ હું કેટલેક અંશે જોઉંછું. પણ દીલગીરી માત્ર એટલીજ કે તમારા પીતાએ તમોને કેળવણી આપી સુધારવા માટે જે ભલામણ કરેલી તે ભલામણુનો ઉપયોગ તમારી માતુશ્રી તેમ તમારી અણુસમજને લીધે ઘણી મહેનત કર્યા છતાં આજ પર્યંત હું કરી શક્યો નથી. તમારી જાણુ બહાર ન હોવું જોઈએ કે તમારા પીતાના વખતમાં આપણી પ્રજા જે સુખ સાન્તીમાં વર્ત્તતી હતી તેવીજ સુખશાન્તી આ વખતે કહો કે તમારા દુર્ગુણોને લીધે જોવામાં આવતી નથી. એ એક થોડી અફસોસની વાત નથી. વળી તમોએ હાલ જે દુર્ગુણો ગ્રહણ કર્યા છે તેનાં આગળ જતાં માઠાં ભયંકર પરિણામ આવવા વિના કોઈ કાળે રહેનાર નથી અને તમોને રાજ્યાશનપર ઉપર

દર્શાવેલા દુર્ગુણોને લીધે હાલ નહિ બેસાડવા, એમ સર્વત્ર પ્રજાની અનુમત છે. કારણ કે તમોને રાજ્યગાદી આપવાથી હમણાં શું પ્રજા તમારાથી સુખી થાય છે, કે પછી આગળ સુખી થવાની આશા રાખે? પણ મારો તેમ નહિ થવા પૂર્ણ વિચાર છે. કારણ કે મારો આ પદ્વીએ પહોચવાનો મૂળ આધાર આ રાજ્યનો છે. માટે મારો ધર્મ છે કે તમોને કુમાર્ગે જતાં અટકાવી સુમાર્ગે લાવવા. વળી યાદ રાખો કે તમોએ જે હરામી લોકોની સંગતથી દુર્ગુણો ગ્રહણ કર્યા છે. તેથી કોઇ કાળે તમારી જાનને પણ નુકશાન થવા સંભવ છે, વળી વધારે દીલગીરીની વાત એ છે કે તમો થોડી મુદત થયાં મદીરાપાન વગેરે સર્વત્ર કેફ કરવાની લતમાં લપટાયા છો પણ તે કેફોથી કેટલાં કષ્ટો ભોગવવાં પડે છે, તેનો ખ્યાલ તમારા જાણવામાં આવ્યો નથી, જેથીજ તમો તેને બાઝી પડ્યા છો પણ જેઓએ તે બાબતમાં ખત્તા ખાધા છે તેઓ તો તેની તરફ પાછી દ્રષ્ટીજ ફેરવી જોતા નથી. માટે જો તમો તમારા હકમાં નુકશાન નહિ થવા ઇચ્છતા હોતો, ઉપર જણાવેલા તમામ દુર્ગુણો સત્વર ત્યાગવા જોઇએ.

ઉપર પ્રમાણે પ્રધાનનાં અમૂલ્ય વચનો આટલો વખતનો પ્રતાપસિંહ નીચી મુંડી ઘાલી સાંભળ્યાજ કરતો હતો. પણ હવે તેણે બોલવાનું શરૂ કર્યું કે હું જે રીતીથી વર્તુંછું તેમાંથી મને હજી લગણ કાંઇ પણ નુકશાન થએલું નથી. તે છતાં જે માણસોની સંગત કરૂં છું, તેમાં તમારૂં તેમજ રૈયતનું નારાજીપણું છે તો તેઓની સંગત હું ખચીત મુકી દઇશ. પણ આપ જે મદીરાપાન વગેરે કેફો વિષે બોલો છો, તે હું સચ્ચાઇ ભરેલું કોઇપણ કાળે માનતો નથી.

કારણ કે તેમાં એટલી તો લેહેજત છે કે તેવી બીજી કોઇ પણ ચીજમાં હું જોતો નથી. તેમજ વળી તે કેટલેક દરજજે શરીરને પણ ફાયદાકરતા છે.

આવાં વચનો પ્રતાપસિંહનાં સાંભળી પ્રધાન બોલ્યો કે દીલગીર છું કે તમાપર મારાં બોલોની હજી સુધી લેશ પણ અસર થઇ નથી. "મદીરા" આ એક તમામ દુર્ગુણોનું મુળ છે. અને જે કરવાથી માણસને અનેક કુકર્મો કરાવવાને સમર્થ બનાવે છે. અને તેનેજ તમો ખરા અંતઃકરણથી ઇચ્છો છો, એથી તમો બીજા દુર્ગુણો ત્યાગ કરવાને બદલે ઉલટા વધારે ગ્રહણ કરવાને ઇચ્છિતા હો એવું આ ઉપરથી સિદ્ધ થાય છે. આટલું છતાં તમારા મનમાં મારા બોલો ન ઠસતા હોય તો હું થોડાજ રોજની અંદર તે મદીરાથી કેટલાં દુષ્કૃત્યો મનુષ્ય કરે છે. અને તેના પરિણામે કેટલો પશ્ચાતાપ કરે છે તે વિષેનો સચ્ચાઇ ભરેલો દાખલો આપની સન્મૂખ ખડો કરીશ. અને જે પરથી તમોને તે મદીરા અને બીજા કેફો વિષે પક્કી ખાત્રી થયા વગર કદી રહેનાર નથી.

આવું પ્રધાન વીરશેનનું બોલવું શ્રવણ કરી પ્રતાપસિંહ તેવો દાખલો નહિ બનવા વિષેનો મત જણાવી ચાલતો થયો. અને તેને ગયા પછી પ્રધાને પોતાના મનની અભિલાષા પાડવાના ઇરાદાથી તે નગરના જે દરવાજાઓના પહેરેગીરો હતા તેઓને બોલાવી, પોતે કરેલા વિચારો પ્રમાણે યોગ્ય સૂચના આપી. અને તે પ્રમાણે બરાબર વર્તવા સખ્ત તાકીદ કરી. અને જે હૂકમને આધીન થઇ તે પહેરેગીરો તે બાબતની પૂરી કબૂલાત આપી ચાલતા થયા.

મધ્યાન્હ કાળનો વખતછે. અને વળી ઊનાળાની ઋતુ

હોવાથી ગરમી અત્યન્ત પડેછે. પશુ પક્ષી વગેરે પ્રાણીઓ ઝાડોનો છાંયો ઝાલી સૂન્ય થઇ બેઠાંછે. એવા રાનની અંદર ભૂખ તથા તરસથી મહાવેદના પામતો એક બાવો આવી ચડયો. અને પાણી તેમજ ફળ ફુલની તપાસ કરતાં મહેનત વૃથા ગઇ, અને કાંઈ પણ મળ્યું નહિ. તેથી એક ઊંચી ટેકરી પર ચડી ચોતરફ દ્રષ્ટી કરી તો તેની નજરે ત્રણ માઇલ દૂર એકજ નગર જોવામાં આવ્યું. તે સિવાય કોઇ પણ ગામ યા નગર તેની દૃષ્ટીએ પડયું નહિ, તેથી તેણે તેજ નગર તરફ જવાનો વિચાર કરી, ટેકરી નીચે ઉતરી તે નગર તરફ જતા રસ્તાને પકડયો. અને તે ચાલતાં ચાલતાં બપોર પછી બે બજે તે નગરની નજદીક જઇ પહોચ્યો. અને તે વખતે તેને એટલો હર્ષ પેદા થયો કે તેવો હર્ષ બીજી કોઇપણ બાબતથી થવો મુસ્કેલ હતો. સબબ કે તેવો તેને ક્ષુધા શાન્ત કરવાની આશ્યા બંધાએલ હતી. અને આ બાવો તે વખતે ક્ષુધાનો એટલો તાબેદાર થઇ ગયો હતો કે તેને રસ્તે ચાલતાં એવા તુરંગો ઉઠતા હતા કેઃ—મને ક્ષુધા લાગીછે તેથી હું કેટલો આહાર કરીશ, તેનું મારાથી માપ થઇ શકતું નથી. આવા વિચારોમાંને વિચારોમાં તે નગરના છેક દરવાજાની નજદીક આવી પહોંચ્યો. અને જેવો દરવાજાની અંદર દાખલ થવા જાયછે કે તેવોજ તે દરવાજાના પહેરેગારે હાંક મારી અટકાવ્યો. આ પહેરેગીરોની દરવાજાની અંદર દાખલ નહિ થવા વિષેની હાક સાંભળીને બાવાના ગુડાંજીભ ઝલાઇ ગયા. અને તેનું શરીર કંપવા લાગ્યું. કારણ કે તેની ધારેલ મુરાદનો એકદમ અટકાવ થતાં, તેવી હાલતમાં તે બની જાય એ ઘણું નવાઇ જેવું નથી.

પહેરેગીરોએ તેને આવી હાલતમાં જોઇ, ધીરજતાનાં વચનોથી તેને સાન્ત કરવા લાગ્યા. પણ આનો તો જીવ ક્યારે ગામમાં જાઉં કે ક્ષુધા સાન્ત કરૂં. એવા વિચારોમાં લાગી રહ્યો હતો. તેથી આ પહેરેગીરોનાં વચનોએ તેના જીગરપર નહિ જેવી અસર કરી. અને તે ઘણુંજ કાલાવાલાથી દરવાજાની અંદર દાખલ થવા તિષેની અરજ ગુજારવા લાગ્યો. પણ પહેરેગીરોએ તેને સમજાવી કહ્યું કે આ દરવાજાની અંદર દાખલ થવા બાબતનો જે ઠરાવ આ વખતનોછે તે પ્રમાણે વર્તવાથી તમોને ઘણીજ ખુશી સાથે નગરમાં જવાની રજા આપવામાં આવશે, આવાં પહેરેગીરોનાં વચનો સાંભળી આશ્ચર્ય તેમજ ચિંતા સહીત તે બાવો બોલ્યો કેઃ—શી શરતછે? તે મહેરબાનીથી મને કહો. ત્યારે પહેરેગીરોએ તેને શરત વિષે ખુલાસો કર્યો કે અમારા ઉપરી તરફથી અમને એવું ફરમાન થયું છે કે આજ બપોર પછી જે કોઇ માણસ આ દરવાજામાંથી નગરમાં દાખલ થવા ઇચ્છે, તેને મદીરાપાન કરાવી પછી નગરમાં દાખલ કરવો. આવાં પહેરેગીરોનાં વચનો સાંભળી, તે બાબતનો કાંઇ પણ ઉત્તર આપ્યા સિવાય ફક્ત એટલુંજ તે બાવે પૂછ્યુ કે આ શહેરમાં દાખલ થવા માટે આ દરવાજા સિવાય બીજા દરવાજા છે કે નહિ? પહેરેગીરોએ ઉત્તર આપ્યો કે આ સિવાય બીજા ઉપયોગમાં આવી શકે તેવા બે દરવાજાછે. તે સાંભળી તુરત તે બાવો બીજું કાંઇ પણ બોલ્યા વગર બીજા દરવાજા તરફ ચાલતો થયો. અને ત્યાં જેવો તે દરવાજામાં દાખલ થવા જાય છે કે ત્યાં પણ તુરત તે દરવાજાના પહેરેગીરે અટકાવ્યો. અને બોલ્યો કે

આજના બપોરના બાર બજ્યા પછી જે કોઇ આ દરવાજામાંથી થઇને નગરમાં દાખલ થાય, તેને ડુક્કરનું ગોસ્ત ખવરાવી પછી દાખલ કરવો. આ સાંભળી તે બાવાને આગળ ચાલવાની હાય રહી નહિ. તેનું મન મૂળની આસ્યા છોડી જવા લાગ્યું. તેમજ તેનું હૃદય છિન્નભિન્ન થઇ ગયું. અને અંતે મોટો નિસાસો નાંખી તે બાપડો બાકી રહેલ ત્રીજા દરવાજા તરફ ચાલતો થયો. અને ત્યાં પહોંચવાની આગમજ રસ્તામાંજ તેના મનમા એવા તુરંગો ઉઠવા લાગ્યા કે તેને હવે એકજ દરવાજે જવાનુ રહ્યું હતુ. અને ત્યાં પણ આ દરવાજાઓની પેઠે ન પળાય એવી સરત પાળવાનો કરાર હશે તો પછી શું કરવું ? આવા વિચારોમાં લીન થતો તે કમનસીબ બાવો જેમ તેમ કરી બાકી રહેલ દરવાજા પાસે જઈ પહોંચ્યો અને દરવાજામાં દાખલ થતાંજ એવી ધાસ્તી રહેતી હતી કે હમણાંજ પહેરેગીર અટકાવશે. ખરેખાત થયું પણ તેમજ ! જેવો તે જરાક દરવાજામાં દાખલ થયો કે તુરત તેને પહેરેગીરે બીજા દરવાજાવાળાઓની માફક જતાં અટકાવ્યો. અને બોલ્યો કે તમારે જો આ દરવાજાની અંદર થઈ નગરમાં જવું હોય તો આ દરવાજાની સરત પ્રમાણે સામી બેઠેલ ચંડાળણી રજસ્વલા સ્ત્રી સાથે સંભોગ કરી પછી જવું. આવાં આ છેવટના દરવાજા વાળાંનાં પણ વચનો સાંભળી તે બાવાનું હૃદય એટલું ભુરાઇ આવ્યું કે દરવાજા વાળાને લેશપણ જવાબ આપાઇ શકાયોં નહિ. અને એકદમ મૂર્છાખાઇ પૃથ્વીપર ઢળી પડયો. આ જોઇ પહેરેગીરો અત્યંત ગભરાયા કે આ કેવો જુલમ ? બોલતાં બોલતાં આ માણુસ એકદમ ઢળી

પડયો. એને આનું જો અહીંઆંજ મૃત્યુ થશે તો તે બાબત આપણને ઘણીજ નુકશાન કરતા નીવડશે. આવો ડર તેઓને લાગતાં, જેઓને જે ઉપાય સુઝયો, તેઓ તે ઉપાયથી તે બાવાની માવજત કરવા લાગ્યા. અને જેના પરિણામે તેને સુદ્ધી આવી. અને બેઠો થઈ ઇશ્વર પ્રત્યે ઘણીજ દીલગીરી જણાવવા લાગ્યો કે મને એક તો ઘણાજ કાળ સુધી સુ-દૃશ ભક્ષ મળ્યુંજ નથી અને ભક્ષ મેળવવા વાસ્તે અહીં આવ્યો, તો તારી અવકૃપાને લીધે મને ભક્ષ આવી નહિ પળાય તેવી સરતોથી શહેરમાં દાખલ નહિ થવાથી નહિ મળ્યું. અફસોસ ! હવે મારી ક્ષુધા સાન્ત થાય તેવો કોઇ ઉપાય મારા હાથમાં રહ્યો નથી. તેમજ અ-હીંથી બીજાં ગામો પણ ઘણાંજ છેટે આવ્યાંછે, જેથી ત્યાં પણ મારાથી પહોંચાય-એમ બનવું અશક્યછે. કેવાં મારાં કમનસીબ કે હુંઆવે ગામે આવી ચડયો. આમ અનેક વિચારો કરતો કરતો, પરમેશ્વર તરફ ધિક્કારની લાગણી દર્શાવતો તે દરવાજાથી થોડેક છેટે એક ઝાડ હતું ત્યાં જઈ બેઠો. અને વિચાર કરવા લાગ્યો જે હવે શું કરવું ? ભૂખતો ઘણીજ કકડીને લાગીછે, અને તે આ નગરમાં ગ-યા વગર સાન્ત થાય તેમ નથી. આવા અનેક વિચારો ક-રતાં કરતાં છેવટ તેણે એવો નિશ્ચય કર્યો કે:—પહેલાંનો દ-રવાજો કે જેમાંથી મદીરાપાન કરાવી પછી દાખલ થવા આપેછે; ને દરવાજામાં થઇ નગરમાં જવું; કારણ કે તે સિવા-યના બે દરવાજામાં દાખલ થઇ નગરમાં જવાના જે કરારો છે, તે કરતાં આ દરવાજામાંથી જવું સારૂં.

કુમાર્ગે દોદી લઇ જતા આવા વિચારોમાં નહિ ફસવા

વર્તો જાણે આગળનાં સુકૃત્ય સુચવતાં હોય નહિ જે આ વિચારને પરિણામે તું અત્યન્ત દુઃખને પ્રાપ્ત થઇશ. અને જે તેં કરેલી સુકમાણી તે ગુમાવીશ. માટે તારો જીવ જતાં પણ સત્ય છોડવામાં સાર નથી. માટે ચેત, ચેત, ચેત, તુ તારો કંઇ પણ કમાણીની કચાશને લીધે અહીં ઘસડાઇ આવ્યો છે. અને તેથી તેમાં નહિં ફસવામાંજ સાર સમજ; આવો તેના અંતઃકરણમાં એક નવો ઉભરો ઉત્પન્ન થયો ખરો, પણ તેને એટલી ક્ષુધા લાગી હતી કે તેના વિચારોપર તે નવિન ઉભરે કંઇપણ અસર કરી નહિ. અને તેથી તુરત ત્યાંથી ઉઠી પેલા મદીરાપાનવાળા દરવાજા બણી ચાલનો થયો. અને ત્યાં જવાંજવેંત કિરતારની કુમેરબાનીથી એવીજ કુબુદ્ધિ ઉત્પન્ન થઇ કે તે દરવાજા પરના પહેરેગીરોએ કહ્યું કે તમારો જે પ્રમાણે આં દરવાજાની અંદર દાખલ થવા વિષેનો કરાર છે તે પ્રમાણે હું વર્તવાને તૈયારછું;

જુઓ ? જે બાવો આવી અધમ ચીજનું પાન નહિ કરવા બીજા લોકોને ઉપદેશ કરતો, તેજ બાવો ક્ષણીક ક્ષુધાને વશ થઇ તેવી નષ્ટ ચીજનું પાન કરવાને તત્પર થયો છે. પણ કાંઇ વધારે અફસોસ કરવાનું કારણ નથી. સબબ કે ચોર લોકો પોતાનું પૂરતુ ગુજરાન નહિ ચાલવાથી કોઇપણ પૈસાદાર મનુષ્યના ઘરમાંથી ચોરી કરવાને યા તો કોઇ પણ એવો મનુષ્ય કયાંપણ સપાટામાં આવી જાય તો જાનથી મારી નાંખી પોતાની ક્ષુધા સાન્ત કરવાના ઉપાયો લેવામાં ચુકતા નથી. વળી એવું પણ સાંભળવામાં આવ્યુંછે કે—કંઇપણ ખાવાનું નહિ મળતાં માબાપે!

પોતાનાં નાનાં કુમળાં ફરજંદોનો વધ કરી પોતાની ક્ષુધા સાન્ત કરેછે. અહા ! કેવો રાક્ષસી વખત ! ! !

આવાં આવાં દુષ્કૃત્યો પોતાને ખાવાનું નહિ મળવાથી ઘણાઓ કરેછે. તો આ જોગી પોતાની ક્ષુધા સાન્ત કરવા વાસ્તે મદીરાનું પાન કરે તેમાં નવાઇ શું ?

પેલા બાવાના કરાર પાળવાનાં વચનો સાંભળી પહેરેગીરોએ તે બાવાની આગળ એક મદીરાનો સીસો હાજર કર્યો. જે તે જોતજોતામાં ગટગટાવી ગયો. અને થોડીજ વારમાં તેનું મગજ ભમવા લાગ્યું. અને વળી તે દુષ્ટ ચીજને લીધે તેને અનેક મહા નષ્ટ વચારો પણ સારા દીસવા લાગ્યા. બોલવાની તથા પોતે ક્યાં બેઠો છે તેની સુદ્ધી રહી નહિ. તેમજ હાથોથી ઘેલા માણુસની માફક અનેક તરેહના ચાળા કરવા લાગ્યો.

પ્રિય વાંચનાર આ વાત વાંચતાં વાંચતાં તમારૂં મન અનેક તુરંગોમાં ઘેરાયલું હશે જે આ વાત આગળની વાતનું અનુસંધાન કેમ થશે ? તેમજ આ નગર ને નાકે તે નગરના અમલદારે આવો બંદોબસ્ત શા વાસ્તે કર્યો હશે ? વિગેરે વિગેરે તુરંગોને સાન્ત કરનાર ખુલ્લાપણારૂપી ઔષધી તૈયાર છે. અને જે તુરંગોને આરામ કરવા વાસ્તે નીચેનું વાંચવું શરૂ કરો.

આમાં જે મોધમ નગરનું નામ આપવામાં આવ્યું છે, તે આપણે આગળ વાંચી ગયા તેજ મનોત્સાહી નગર હતું. અને તેવા બંદોબસ્તનો કરનાર જે અમલદાર, તે વીરસેન પ્રધાનજ હતો. અને દરવાજાપર આવો પકકો બંદોબસ્ત કરવાનો મુખ્ય હેતુ આગળ ચીતરેલ કુમાર્ગે ચઢતા

પ્રતાપસિંહને સુમાર્ગે આણવાનો હતો.

હવે આપણે ફરી તે બાવાની હાલત તપાસીએ. તે બાવાને મદીરાના પ્રતાપથી અતિષે કેફ ચડવાથી જે ચાળા કરવા લાગ્યો. તે પોતાના પ્રધાન વીરસેનને ઝાહેર કરવા વાસ્તે એક પહેરેગીર દોડયો. અને ત્યાં જઇ તમામ હકીકત પ્રધાન વીરસેનને નીવેદન કરી. પ્રધાન વીરશેને આ હકીકત સાંભળી પોતે રચેલ જાળમાં એક દૈવયોગે બાવોજ ફસાઇ જવાથી પોતાના મનની મુરાદ પાર પડી જાણી, તુરત પ્રતાપસિંહની સાથે તેડીને તે તમાસો જોવાને તે પાહેરેગીર સાથેજ ત્યાં જવા સારૂ ચાલતો થયો. અને ત્યાં જઇ પોતાને તે બાવો નિહાળી ન શકે, તેમજ વળી પોતે તે બાવાને બરાબર નિહાળી શકે, તેવી જગોએ જઇને તે પ્રધાન બેઠો.

ત્યાર બાદ પહોરેગીરોએ પ્રધાન વીરસેને આગળ સમજુત આપ્યા પ્રમાણે તે જયારે અત્યન્ત કેફના નિશામાં ચકચુર થયો, ત્યારે તેની આગળ રાધી તૈયાર કરેલું માંસનું વાસણ હાજર કર્યું. જે જોઇ પેલો બાવો અત્યંત હર્ષભેર તે બાબત કંઇપણ પડપૂછ કર્યા વગર ખાવા લાગ્યો. અને જયારે ખાઇને તૃપ્ત થયો ત્યારે જેવો તે ઉંચી દ્રષ્ટી કરવા જાય છે કે તેની નજરે પોતાની નજદીક એક સ્ત્રી દીઠામાં આવી. આ સ્ત્રી તે કોણ? અહીંઆં કેમ આવી? આવા પ્રશ્ન પ્રિય વાંચનાર તારા હૃદયમાં થવા જોઇએ. અને જેનો ઉત્તર એટલોજ કે :—પેલા પહોરેગીરોએ ચંડાળણી તેમજ રજસ્વલા સ્ત્રીને તે બાવાની પાસે રાખી જતા રહ્યા હતા. અને તે બાવે આ સ્ત્રીને જોઇ તેવોજ

મદીરા તેમજ માંસના પ્રબળથી તેને સત્વર કામ ઉત્પન્ન થયો. અને જે કામના જોરે તેના મનનું આકર્ષણ તે સ્ત્રીની સાથે સંભોગ કરવામાં થયું. અને જેનાં પરિણામે કાંઇપણ વિચાર કર્યા વગર તે સ્ત્રીની સાથે તેણે સંભોગ કર્યો; આમ આ એક પછી એક કેફની ઘેનમાં પેલો બાવો જે નષ્ટ કર્મ કરતો હતો, તે બનાવોનું વર્ણન પ્રધાન વીરસેન પેલા ફૂફંદે ફસાએલ પ્રતાપસિંહને ઘણા વર્ણનની સાથે જણાવતો આવતો હતો.

વખત ઘણો વિનીત થઇ જવાથી હવે પેલા બાવાને ચડેલ નિશો જેમ જેમ હલકો પડતો ગયો, તેમ તેમ તેણે કેફના ઘેનમાં કરેલ દુષ્કૃત્યો ઘડીકમાં સ્વપ્ન જેવાં અને ઘડીકમાં ખરાં દીસવા લાગ્યાં. અને થોડો વખત ગયો કે પેલા કમનસીબ બાવાનો નિશો તદન ઉતરી ગયો. અને હવે પ્રધાન વીરસેન પ્રતાપસિંહ તરફ દ્રષ્ટી કરી બોલ્યો કે જુઓ, તમોએ આગળ જે વાત "કોઇકાળે કેફ કરવાથી દુષ્કૃત્ય બનતુંજ નથી" આમ ઉચારી હતી, તે આજ કેવી ખોટી પડી છે? આ જોગીએ જો કેફને સ્વીકારી નહિ હોત તો આવાં દુષ્કૃત્યો કદી પણ જીવ જતાં સુધી તે કરત નહિ. આવી અનેક વાતો પોતાના ઉપર બે જણાઓને કરતાં સાંભળી, પોતે કેફ કરવાથી કરેલ દુષ્કૃત્યોનું બરાબર ભાન થયું. અને જેથી તે કલ્પાંત કરવા લાગ્યો.

### સીતાજીના મહિનાનો રાગ.

અરે ઇશ્વર આવો કોપ, મુજ પર શેને કર્યો;
અતી અવળી કૃપા એ ઇશ, જોગી વેષ તેં હર્યો.
ભજતો આવે હે ભગવાન, ભક્તિ તુજ તણી;

છતાં બોળ્યો મારો અવતાર, સૂણુ સાચા ધણી.
કર્યો કાળો ક્ષુધાએ કેર, નરકે નાંખીયો,
જોગીમાંથી ખરેખર ભાઈ, ભ્રષ્ટ ભોગી થયો.
નહી કરવા તણો જે અહાર, તે કેફે કર્યો,
ફરી ભ્રષ્ટ ત્રીઆનો સંગ, અતી નીચ હું થયો.

સૈયર દુખ શું દાખવું. એ રાગ.

હાય હરિ હવે શું કરૂં, મન અતિષે મુંઝાય,
ભ્રષ્ટ થયો ભાંતે બહુ, હવે હરિ શું થાય. હાય૦
ભારી ભવ દરિયા વિષે, મુજ મનરૂપી વાણ,*
ચરણ તણું પદ પામવા, આશથી હાંકયું જાણ. હાય૦
મુજ પાસે શકિત હતી, નહિ ચૂકવવા નૂર,
જે કારણ કપતાનને, અતિષે ચડીયું સૂર. હાય૦
કાલા વાલાથી કર્યો, બે દીનનોજ કરાર;
પણ દિન ત્રણ વીતી ગયા, નૂર ન ચૂકયું સાર. હાય૦
કપતાને ક્રોધજ કરી, અવળું હાંકયું વાણ,
જે રસ્તે તે વાણને, અતિષે પોચી હાણ. હાય૦
ક્રોધ તણા આવેશમાં, અતિષે બનીયો અંધ,
દીઠો નહિ આડો પડયો, મગર રચીને ફંદ. હાય૦
ભડાક દઇને ભૂટકયું, વાણ મગરની સાથ,
જે કારણથી આ દુખે, પડયો કહુંછું નાથ. હાય૦
દુ:ખદારૂણ દરિયા વિષે, શા અપરાધે ઇશ,
પ્રીત ઉતારી નાંખીયો, હવે કેમ બચીશ. હાય૦

---

* વહાણ.

આ વગેરે અત્યન્ત પેલા ભ્રષ્ટ બાવાનું કલ્પાંત સાંભળી પેલા પ્રતાપસિંહને રૂપીઆમાં ચાર આના કેફ નહિ કરવા વિષેની ખાત્રી થઈ. અને તેથી પોતાના પ્રધાન વીરસેન પ્રતી તે પ્રતાપસિંહ બોલ્યો જે આપે મારી પાસે અગાઉ કેફ નહિ કરવા બાબત વાતચીત કરેલ, તે આજે બરાબર ખરી પડી છે. અને તેથી મેં જે લોકોની સંગત પકડી છે, તે છોડી દેવાની સાથે કેફ પણ નહિ કરવા બાબત પક્કો નિશ્ચય કરૂં છું. આવાં વચનો તે પ્રતાપસિંહનાં સાંભળી, પ્રધાન વીરસેન ઘણોજ આનંદ પામ્યો. અને બોલ્યો જે તમારા ચિતનું આકર્ષણ આવા રૂડા વિચારોપર દોરાએલું જોઇ, હું ઘણોજ અત્યાનંદને પ્રાપ્ત થયો છું. તેમજ આપણી રૈયત પણ અતિ હર્ષવંત બનશે. અને હું ખાત્રીપૂર્વક કહું છું કે.તમો જેમ જેમ કેફ નહિ કરવાના દીર્ઘ વિચારો કરશો, તેમ તેમ તમોને તે કેફમાં કેટલા આ બનાવથી પણ બીજાં મહા ભયંકર દુખો સમાએલ છે, તે વિષેની પૂરતી માહિતી મળશે. આવી આવી વાતો કરવામાં પ્રતાપસિંહ તેમજ પ્રધાન વીરસેનનું ચિત્ત લાગ્યું હતું, તે અરસામાં પેલો ભ્રષ્ટ બાવો અતી સરમીંદો બની જવાથી જતો રહ્યો. થોડીવાર પછી જેવો પ્રધાન વીરસેન પેલો બાવો જયાં બેઠો હતો, તે તરફ જુએ છે તો તેને ત્યાં દીઠો નહિ, જેથી સિપાઇ મારફતે તેની આજુ બાજુએ ખોળ કઢાવી તો કયાં પણ પતો લાગ્યો નહિ. પછી પ્રતાપસિંહ સહિત વીરસેન પ્રધાન પોતાની બેઠક તરફ ચાલતો થયો. અને થોડીવારમાં બંને જણા ત્યાં જઇ વીરસેન પ્રધાને પ્રતાપસિંહને યોગ્ય આસનપર બેસાડી, રાજ્યાભિ-

ષેક ક્યારે કરાવવો ? જે વિષેના વિચાર કરવા લાગ્યો. અને તે બાબતની પૂર્ણ તપાસ કરાવતાં આવતી કાલનોજ દિવસ નક્કી ઠર્યો. અને જેથી તે રાજ્યાભિષેકની પૂર્ણ હકીકત પ્રતાપસિંહને સમજાવી અને જે પ્રતાપસિંહ ધ્યાનમાં લઇ ચાલતો થયો.

પ્રતાપસિંહના વિદાય થવા પછી તમ.મ ત્યાંના સદ્દગૃહસ્થોને પોતાની હજુર બોલાવી, આ સુભ કાર્યના સમાચાર પ્રધાને કહી સંભળાવ્યા. જે બાબતમાં તે સદ્દગૃહસ્થોની નાખુશી પણાની લાગણીને ઠંડી કરવા વાસ્તે પ્રધાન વીરસેને યોગ્ય વિવેચન કરી, તથા પોતે કેવા ઇલાજોથી પ્રતાપસિંહને સુરસ્તે ચડાવ્યો, જે બાબતની પૂર્ણ હકીકત પણ તેઓને કહી સમજાવી. જે સાંભળી જનોની વૃત્તી સાન્તીને પ્રાપ્ત થઇ. અને ત્યારબાદ બીજી બાબતો વિષે થોડી ઘણી ચર્ચા થયા પછી, તે સદ્દગ્રહસ્થો પ્રધાન પાસેથી રજા માગી વિદાય થયા. અને તેઓના વિદાય થવા પછી રાજ્યાભિષેક કરવામાં જોઇતી સામગ્રીની તૈયારી કરવામાં પ્રધાને ચિત્ત લગાડયું.

“પ્રતાપસિંહને આવતી કાલે રાજ્ય ગાદીપર બેસાડવામાં આવશે” આવી ખબર તે નગરમાં તમામ ઠેકાણે ફરી વળી, જેથી તે પ્રતાપસિંહના અસલના સોબતીઓ અત્યંત ખુશીને પ્રાપ્ત થયા. અને તેઓના મનમાં આટલું વળી વધારે અભીમાન આવવા લાગ્યું જે હવેથી આપણને કોઇ પણ આડું ઉતરનાર નથી. સબબ કે આગળ આપણને પ્રધાનના તરફથી કેટલીએક જાતની અડચણો પહોંચતી હતી અને તે વખતે પણ આપણને આપણો પ્રતાપસિંહ મહારા-

જા સહાયતા કરતો હતો. અને હવે તો આપણને પૂછનારે પણ કોણ છે ? આવા આવા વિચારોમાં તેઓ ઘણાજ હર્ષઘેલા બની જઇ, પ્રતાપસિંહને અત્યંત પ્યારા થવા માટે આ બાબતની વધામણી આપવા તેઓ પ્રતાપસિંહની પાસે ગયા. અને ત્યાં જઇ પ્રતાપસિંહની પાસે ઘણીજ ખુશ ખબ-રો દર્શાવવા લાગ્યા. પ્રતાપસિંહે તેઓને માન આપી કહ્યું કે તમો મારા પ્રાણપ્યારા દોસ્ત છો. અને તમોને હું મરતાં સુધી પણ તરછોડવાનો નથી. પણ દીલગીરી સાથે હમ-ણાં મને દર્શાવવું જોઇએ છીએ કે આપણે સર્વ જ-ણાઓએ મળીને જે પ્રધાન પાસેથી રાજ્યની લગામ ખેંચી લેવી, એવો જે નિશ્ચય કર્યો હતો, તે ઇશ્વ-રની મહેરબાનીથી તે વીશે તે પ્રધાને પોતેજ મને રા-જ્ય ગાદી આપવા વાત દરશાવી છે. અને તેથી તે પ્રધાન ને આપ દોસ્તોની મિત્રતા તજી દેવી, એમ વચન આપ્યું છે. માટે રાજ્યની લગામ હાથ કરવા સુધી, તમારી થોડી મુદત મને સંગત તજવી પડશે. જે બાબત આપ માફ ક-રશો, એવી ઉમેદ છે, ઇત્યાદિ ઈત્યાદિ બાબતોથી પોતાની પ્રાણથી પણ અધિક મંડળીને વાકેફ કરી, વિદાય કરી.

બીજે દિને થોડોજ દિવસ ચઢતાં પહેલાં વીરસેન પ્ર-ધાને તમામ તૈયારી રાજ્યાભિષેકની કરાવી, રાજ્યદરબારમાં હાજર થયો. અને ત્યાં થોડોજ વખત થયા બાદ નગરના ઘણાખરા સદ્‌ગૃહસ્થોથી રાજ્ય દરબારની કચેરી અત્યુન્ત સુશોભિત ભભકાથી સંપૂર્ણ ભરાઇ રહી, આ પ્રસંગે કે-ટલાક જનો અતી ઉમંગથી પોતાનાં ફરજંદોને કીમતી દાગીનાઓ તથા ઉમદા પટકૂલો પહેરાવી. તેમજ પોતે પણ

સારા ઠાઠથી બેઠા હતા. અને થોડો વખત થયો કે પ્રતાપસિંહ સુભ મહુર્ત પ્રમાણે પ્રધાનના કહ્યાથી રાજ્ય કચેરીમાં આવ્યો, અને જે આવતાં વેંતજ કચેરીમાં બેઠેલા સદ્‌ગૃહસ્થોએ પુષ્પોનું વર્ષાદ તેમજ હુરેરના પોકારથી રાજ્યદરબાર ગજાવી મૂક્યું. અને ત્યાર બાદ ચાલતા રીવાજ પ્રમાણે વિપ્રોએ યથોચિત ક્રિયા કરાવી, રાજ્યાસનપર બેસાડી તીલક કર્યું. પછી એક વિદ્વાન જને સમયને અનુકૂળ પડતું અતી ચમત્કારીક ભાષાણ કર્યું. જેના અંતમાં "વિભુ હાલના મહારાજાને એઓના પીતા જેવા અમૂલ્ય સદ્‌ગુણો બક્ષો" આવાં વચનો ભાષણ કરતાનાં સભામંડળે સાંભતાંજ તમામ મંડળે ઘણીજ તાળીઓથી પોતાની ખુશાલી ઝાહેર કરી. ત્યાર બાદ સદ્‌ગૃહસ્થો તરફથી પોતાના આ નવા રાજાને અનેક તરેહની ભેટો ધરવામાં આવી અને તે પછી ભાટ ચારણો અને બ્રાહ્મણો વગેરે જનોને દાન અપાયા પછી સર્વને પાન બીડાં અપાયાં, અને આ પ્રસંગે જ્યારે રાજા ખુદને બોલવાની જરૂર જણાતી, ત્યારે પ્રધાન તેના બદલામાં યોગ્ય ઉત્તર વાળતો હતો.

જેવી પોતાની સંગત તેવી રીતી તથા પહેરવેશ તે પ્રતાપસિંહને દુષ્ટ જનોના જેવોજ સજી જાણતો હતો. તેથી આ વખતે પહેરેલા પહેરવેશ, તેમજ આભૂષણો, તેને જોઇતી રીતી પ્રમાણે સજી નહિ જાણતાં તે ઘણોજ બેડોલ લાગતો હતો.

## દોહરો.

રાજ્ય રીત શું જાણશે, જેને દુષ્ટનો સંગ;
રીતીથી વસ્ત્રો સજે, સંગ પ્રમાણે અંગ.

વળી ભલે ને આભૂષણો તથા પટકૂળો અમૂલ્ય હોય તોપણ—

**દોહરો.**

ગુણ વિણ કહું આભૂષણો, ફેંકો મોટે કૂપ,
સજો સુગુણ આભુષણો, જે શોભેજ અનુપ.

થોડો વખત થયા બાદ કચેરી બરખાસ થવાનો વખત થતા સર્વ લોકો આ નવા રાજાની અભિવૃદ્ધિ ઇચ્છી, પૂર્ણ ભાવથી સલામ કરી ચાલતા થયા.

પ્રિય વાંચનાર! રાજ્યાભિષેક થઇ રહ્યા પછી પણ થોડા દહાડા તો પેલો પ્રતાપસિંહ, પ્રધાનની આજ્ઞા અનુસાર વરતતો જોઇને પ્રધાનને પ્રતાપસિંહ આગળ જતાં સારો નીવડશે. એવી આસ્થા બંધાઇ. અને આ પ્રતાપસિંહ સારો નીવડવાથી તેના પીતા રણજીતસિંહના હાથતળે જેવી પ્રજા સુખ સાન્તીથી દિવસ ગુજારતી હતી, તેવીજ રીતે હવે પણ સુખ સાન્તીથી દિવસ નીર્ગમને કરશે. આવા અનેક નવીન ઉભરાઓ તે પ્રધાનના ચિત્તમાં આવવા લાગ્યા. પણ અફસોસ કે થોડી મુદ્દતમાં તે પ્રધાનનું કોલેરાના રોગથી મૃત્યુ થયું. અને જેથી હજી તો રણજીતસિંહના મૃત્યુનો કારી ઘા રૈયતને રૂઝયો નહિ હતો, તેવામાં તો વળી આવો બીજો ખેદ યુક્ત બનાવ બનવાથી રૈયત કેટલી ગમગીનીને પ્રાપ્ત થઇ હશે? અને કેટલું કલ્પાંત કર્યું હશે? તેનો ખ્યાલ પ્રિય વાંચનારનેજ સોંપું છું.

પ્રધાનનું મૃત્યુ થવાથી રૈયત જ્યારે ઘણીજ શોકાતુર દિસતી હતી, તે અરસામાં આ પ્રતાપસિંહના દોસ્તોએ ખુશાલીની ધામધુમ કરવા લાગ્યા. કારણ કે તેઓના મનની ધારણા આ પ્રતાપસિંહનું મૃત્યુ થવાથી પાર પડી.

આ નગરમાં જે સારા સારા જનો હતા, તેઓએ તો ધારી લીધું કેઃ—વજીરે ઘણીજ મહેનતથી પ્રતાપસિંહને સુધારી કાંઇક ઠેકાણે આણ્યો હતો, પણ તેના તથા આ નગરના કુભાગ્યે વજીરનું આમ એકાએક ઓચિંતું મૃત્યુ થયું. જેથી હવે પ્રતાપસિંહ પોતાની અસલી ચાલ, પકડે એ નિશ્ચય વાર્તા છે. "અને જેથી હવે ઘણીજ સંભાળથી ચાલવાનો વખત આવ્યો છે અને નગરમાં પ્રતાપસિંહના દુષ્ટ દોસ્તો જ્યાં જોઇએ ત્યાં ફરીથી આજથીજ ભારે તો ફાન મચાવી રહ્યા છે. કોઇને મારશે, તો કોઇને ગાળો ભાંડશે. કોઇનું માલ પરાણે લેશે તો કોઇનું માલ ચોરી કરી પચાવી પાડશે." વળી—

## મનહર છંદ.

મદીરાનું પાન કરી મદમાં તે મસ્ત ફરે,
ખરી ખાંતે ખૂબ ફરી મહા સુખ માણે છે.
નાંખી શીર માંહે હાથ ઘડી ઘડી ભીડે બાથ,
એવો નફ્ફટોનો સાથ બીક નવ આણે છે.
વાક્યો વિચિત્ર બોલે ગ્રહસ્થ ન ગણે તોલે,
દારા જતાં એબ ખોલે જેમાં સુખ જાણે છે.
દેખાડી પૂરો દમામ લુંટે છે બીજાના દામ,
આખો દીન એજ કામ રાજા તે વખાણે છે.

આવી આવી અનેક તરેહની ગેરવર્તણુંકથી તે નષ્ટ લોકો વર્તે છે. છતાં કોઇ પણ એવો શાણો અમલદાર આ નગરમાં મળી આવતો નથી, કે જે રાજાને સમજાવી આ દુષ્કૃત્ય કરતાં અટકાવે.

હવે આપણે પેલા પ્રતાપસિંહની હાલત તપાસીએ. તેણે તો પ્રધાને આપેલ અમૂલ્ય તચનોની શીખામણ વીસારેજ મૂકી દીધી. અને પોતાની અસલ મંડળીનો ફરીથી જમાવ કરવા લાગ્યો. અને અનેક તરેહના નિશાઓ તેમજ બીજા કેફનો પાયો ચાલતો કર્યો અને દિનપ્રતિદિન તે કેફના નશામાં તેમાં વળી મદીરા પાનમાં એટલો લીન થઇ ગયો કે કાંઈ કહેવાની વાત નહિ. કોઈ માણુસ રાજા પાસે ઈન્સાફની લાલસાથી જાય, તો તેને ઈન્સાફ મળવાને બદલે ઉલટી પોતાની આંબરૂમાં નુકશાની પહોંચવા જેવું થતુ હતું તેથી પડતુ દુખ સહન કરી ઘરેજ છાનામાના થઇ બેસી રહેવું બહેતર. એમ માનતા હતા.

આ પ્રતાપસિંહને પેલા દુષ્ટ લોકોએ મદીરાની એટલી આદત પડાવી હતી કે તેને થોડો વખત પણ તે કેફ વિના ચાલતું નહિ. અને આથી તે પ્રતાપસિંહનું શરીર ઘણું નાકૌવત, નિસ્તેજ અને બેડોળ બની ગયું. આંખો તો જાણે લાલ થઇ સૂઝી આવી હોય નહિ, એવી દીસતી હતી. અને ઘડી ઘડીમાં કેફના નિશાથી મીંચાઈ જતી હતી. અને જે આંખો પાછી ઉઘાડવી પેલા પ્રતાપસિંહને એક મોટી મહેનત કરતા થઇ પડતી હતી. તેનું શરીર જોઇને હરકોઈ માણુસના મનમાં એમજ આવતુ હતુ જે આ રાજા લાંબી આયુષ ભોગવે એ અસંભવિત છે. વળી તે પ્રતાપસિંહની

કચેરીમાંના માણુસો, કહો કે હરામી લોકો કોઈ પણ વિ-ષય પર પ્રતાપસિંહ આગળ વાત કરતા તો "હા તે-નમો -કહો-છો-તેમ-જહ-" આટલું બોલતાં તેની જુબાન પણ ધ્યાન નહિ રેહેવાથી બંધ થઈ જવાથી, પાછું તે વાકય પૂરૂં થતું, એ તો મહા મૂશીબત ભરેલી બીના હતી.

આવી આવી વર્તણુકથી નગરમાં અત્યંત અંધાધુંધી ચાલવા લાગી. અને "બળિયાના બે ભાગ" આ કહેણી પ્રમાણે લુચ્ચા લફંગા લોકો પોતાના કર્તવ્યમાં ફાવવા લાગ્યા. તેમજ વળી બીજાં ગામોના તેવાજ હરામી લોકો આવી આ નગરમાં રેહેવા લાગ્યા.

આખર પાપનો ઘડો ભરાઈ આવ્યો કહેવત પ્રમાણે "અધમ અઢી દહાડા" ( થોડી મુદત ) રહે છે. હવે પ્રતાપસિંહને પોતાના આચરણોની શીક્ષા ભોગવવાનો વખત આવ્યો. જ્યાં ન્યાય, નિયમ નેનીતી સચવાતાં નથી, ત્યાં તાત્કાલ વિનાશ દર્શન દે છે.

તે પ્રતાપસિંહના દોસ્તોને જ્યારે કાંઈ પણ કર્તવ્ય કરવાનું હોય, ત્યારે સર્વ જણાઓ એક ઠેકાણે ભેળા થઈ, તે વાતનો નિર્ણય કરતા. અને જે પ્રમાણે એક વખતે પણ તેવાં દુષ્કૃત્યના વિચારોમાં, તે દુષ્ટ મંડળ ગુંથાએલ હતુ અને તે વિચારો એવા તો નષ્ટ હતા કે તે જો કોઇપણ મહાવીર નર સાંભળે તો તેઓનું એકાએક તરવાથી શિરચ્છેદન કરવા વિના કદી રહે નહિ. અને મારે આ જગોએ કહેવાની જરૂર છે કે તે પ્રતાપસિંહને તે દુષ્ટ લોકોએ એવી ઉશ્કેરણી આપી ભૂલાવો ખવરાવ્યો હતો કે, જે કારણથી "નહિ પરણવું" આમ તે પ્રતાપસિંહ નકી કરી બેઠો હતો. જેથી

આ બાબતે તેના ઘણા સ્નેહીઓએ પરણવાની સમજુત આપ્યાં છતાં તેણે તેમ કરવાની ઉપર પ્રમાણે દુષ્ટ લોકોની ઉશ્કેરણીથી ખોખ્ખી ના પાડી હતી, અને દુષ્ટ લોકોનો તે પ્રતાપસિંહને "નહિ પરણવું" આવી સમજુત આપવામાં એવો લાભ સમાએલ હતો કે તે પ્રતાપસિંહ આથી વ્યભીચારીના વ્યસનમાં લપટાયાથી, તે હમેશને માટે આપણો તાબેદાર થઇ રહેશે અને જે કારણથી તેઓએ તે નગરના નગરશેઠની પુત્રીની સાથે પ્રતાપસિંહને હાલ પ્યારમાં નંખાવવા ઇચ્છતા હતા. અને તેમ થવા વાસ્તે તે લોકો અનેક તરેહની તજવીજ કરતા હતા. અને જેની ખબર તે નગરશેઠને પડ્યાથી, તે નગરશેઠ અને તે હરામી લોકો વચ્ચે મોટી બોલાચાલી થઇ હતી. અને જે કારણથી તે નગરશેઠને પૂર્ણ શીક્ષા તે પ્રતાપસિંહને હસ્તેથીજ કરાવવી, આમ તેઓ જે આગળથી જણાવ્યા પ્રમાણે દુષ્ટ વિચારો કરતા હતા, તેમાંથી આપણુ એક વિચાર હતો. અને આ વિચાર તથા બીજા અનેક એવા વિચારો કર્યા બાદ તેઓમાંથી એક જણુ બોલ્યો કે—

### મનહર છંદ.

દારૂ સારૂ આવ્યું આજ જેથી મોજ થશે સારી,
માટે પ્યારા ભાઈ મારા રાજા પાસે જઇશું;
સારી ખુબી થશે પ્યારા માટેજ શું આજ નક્કી,
પીને પીવરાવી પછી સેજ સુખ લઇશું.
ખાલી હાથે સારી મોજ થાય છે જે રોજ રોજ,
એવી ખુબી મૂકીને શું ઘરે બેશી રહીશું ?
દુલો જે કેવાય પ્યારો આપણો પ્રતાપસિંહ,
તેને ખુબ પાઇ [illegible]

આ પ્રમાણે તે દુષ્ટ લોકો રાજા પાસે જવાને નીકળ્યા. ને ત્યાં જઇ પહોંચતાં પ્રતાપસિંહ પોતાની વહાલી મંડળીને આવકાર આપી બોલ્યો કે:—

**મનહર છંદ.**

કેમ પ્યારા આજે મોડું થયું કાંઈ કામ હતું,
તમો વિના મને આજ ચેન નહિ પડતું;
વીરશેન જહાં સુધી હતો માહરો પ્રધાન,
તહાં સુધી મન માન્યું સુખ નહિ પડતું,
ઇશે તેને આણ્યો કાળ મન માન્યું થયું તેથી,
તેના કાળ થકી જોઉ નસીબ ઉઘડતું;
મને હવે કેવા વાળો કોઈ નથી રાજ્યમાંહે,
જેથી મોજ થકી દારૂ પીસું રોજ ચડતું.

---

આમ ઘણીએક ચરચા થયા પછી તેઓએ મદીરા પીવાનું શરૂ કર્યું. અને જે વખતે એકબીજાને મદીરા અપાતી હતી તે વખતે એક જણ બોલ્યો કે—

**મનહર છંદ.**

લેજે મમ પ્રાણ પ્યારા પ્યાલો મમ હાથ તણો,
નારે ભાઈ નારે હવે મનતો મુંઝાય છે;
એમ કદી હોય ભાઈ અમૃત સરીખુ દારૂ,
લેશો નહિ તો પરાણે દેવા મન થાય છે;
લ્યોને એક પ્યાલો સારો ભરેલો નથી તે બહુ,
નહી તો પ્રતાપસિંહ મનથી ખીજાય છે;
માટે મારા પ્યારા સામો માનોને મહારી વાત,
પીલ્યો એક પ્યાલો આલ્યો મનતો રીઝાય છે.

આમ અત્યંત એકબીજાને મદીરા દઇ રહ્યા પછી થોડીવારમાં તેઓ તમામને એટલો નિશો ચડયો કે જે જ્યાં તે ત્યાં, મરતાના થઇને બેઠા. અને તેઓનાં મોઢાં તો જાણે કોઇએ માર મારીને ખરાબ સ્થિતિમાં કરી મેલ્યાં હોય નહિ, તેવાં દીસતાં હતાં. ઘડીક પોતાનું વસ્ત્ર ફાડે, તો ઘડીક બીજાનું વસ્ત્ર ખેંચે. આમ ગાંડા માણસની માફક એક નહિ, પણ તમામ જણાઓ પોતપોતાના મનમાં ઉઠતા તુરંગો પ્રમાણે ચાળા કરતા હતા. અને આમ કરતાં જો એકબીજામાં બોલા ચાલી વધી પડી તો, જોઇલો મજા, એ તો આંખ આવે તોએ સરખી, નાક આવે તોએ સરખું અને બીજું અંગ આવે તોએ સરખું. લાતો અને હાથની મૂઠીઓનો પ્રહાર એટલો થાય કે—જેના પર તેવો કુશી કોપ થતો તેવા માણસને છસાત મહીનાનું ભથું પૂરું રીતીથી મળતું હતુ. અને આ વખતનો અનેક ચાળાઓનો તે દારૂડીઆ લોકોનો દેખાવ તો એક ખરેખર ફોટાગ્રાફ કરવા જેવો બનતો. અને તે ફોટાગ્રાફ તેઓને જ્યારે નિશો ઉતરે ત્યારે દેખાડયો હોય તો ખરેખર તેઓને ભાન આવવા વિના કદી પણ રહે નહિ.

આમ ઘણીએક તે લોકોએ ધીંગામસ્તી કર્યા પછી, તેઓમાંથી જ્યારે એકાદબેજણનો કેફ ઉતર્યો, ત્યારે આગળ જે તે દુષ્ટ, રાજ્યદ્રોહી લોકોએ કરેલ વિચારો જે નગરશેઠની સાથે વેર વાળવાના, તે વાતનો હાલ લાગ આવેલો જોઇ, પ્રતાપસિંહની પાસે એકજણ જઇને જાણે સેંજ વાત ઉચારતો હોય નહિ, તેમ પ્રતાપસિંહ સાંભળે તેવી રીતે બોલ્યો કે આ મનોત્સાહી નગરીને જે-

વો શ્રેષ્ટ રાજા જોઇએ તેવોજ હાલ મળેલ છે. પણ મહારાજા રૈયતપર ઘણીજ રહેમ રાખેછે, તેથી આ નગરમાં ફરતા હરતા લોકો નગરશેઠ વગેરે આ નગર ફીટી-જવા તજવીજ કરેછે. અને તેઓપર રહેમ રાખવાથી તેઓ ઘણાજ મીજાજી બની ગયા છે. તેમજ તેઓ આમ વિશેસ વખત જતાં મહારાજાને પણ ગણકારે તેમ નથી. કેમ ધૂર્તસિંહ, આ વાત ખરી નથી કે શું ? હા ભાઇ હા, તમો જે વાત કરોછો, તે ખરેખરીછે, પણ મહારાજાને તેવાત દયાન પડતી જણાય ત્યારેજ ખરી. આપણેતો તે-ઓનું અનાજ ખાઇએ છીએ તેથી આવું આમ આપણા મહારાજાનું આનગર ફીટી જવાનુ નહિ સહન થવાથી આ-ટલી વાત કહેવી પડેછે. આમ તેનો પ્રત્યુત્તર ધૂર્તસિંહે વા-ળ્યો. જેથી એકતો પ્રતાપસિંહ કેફના જુસ્સામાં હતો, અને વળી આવાં વચનો સાંભળી, તે પ્રતાપસિંહ તુરત તે નગર શેઠપર ક્રોધાતુર બનીગયો જે.

## મનહર છંદ.

ભ્રકુટી ચડાવી ભારી હૈયામાંહે રીસ ધારી,
આંખ બની અતી ન્યારી જોવા જોવી ઘોરથી.
પડયો જે ચાબુક હતો લીધો તે પોતાની સાથે,
જાય છે રાક્ષસ જાણે જીવ લેવા જોરથી
અલ્પ વસ્ત્ર અંગેધરી નગ્ન સૂજી મતી ખરી,
સરજામ વિના ઘોડે તોરી ચડયો તોરથી.
ઇશ્વરના કોપ થકી કાળે ઘણો ઘેરી લીધો,
ઉઠ્યા ઉલટા વિચારો ઉરમાં અંકોરથી.

આમ કાંઇ પણ વિચાર કર્યા વગર તુરત પોતાના સં-

ગાતીઓને સાથે લઈ, ઘોડાપર સ્વાર થઇ, ઘણુજ ક્રોધથી ચાલતો થયો. અને થોડીજ વારમાં બજારના ચૌટામાં જઇ પહોંચ્યો. અને ત્યાં દુકાન માંડી બેઠેલા એક વેપારીને પ્રશ્ન કર્યો કે–નગરશેઠકયાં? આવાં વચનો જે વેપારીને પૂછયાં, તે બાપડાથી આવાં એકદમ જોસભેરના વચનો સાંભળી અતી ભયભીત થઈ જવાથી, તે પ્રશ્નનો ઉત્તર નહિ વળાયો, તેથી તે વરઘોડે ચડેલાં રાજાએ તુરત ચાબૂકનો તે બિચારા વેપારીને ઉભો ઘા માર્યો. જે લાગતાં તે વેપારી "વોયરે બાપલીઆ" આમ રાડ પાડીને એકદમ ભોંય પડયો. આ જોઇ બીજા બેઠેલા આસપાસ લોકો તો ભયભિતજ બની ગયા, અને જેને જે રસ્તો સૂજયો, તે તે રસ્તો લઈ જીવ લઇને નાઠા. કેટલાક દુકાન દારો તો દુકાનમાં ધુશી જઈ માંહેથી કમાડો બુંધ કરી મૂકયાં. થોડી વારમાં તો તે ચૌટામાં એકે માણસ રહ્યું નહિ, કે જેને રાજા દર્શન કરવાની સાથે પૂજા કરે.

થોડીજ વારમાં બિચારો નિર્દોસ નગરશેઠ તેજ રસ્તે આવી ચડયો. આ નગરશેઠને આવતો જોઇને તુરત પેલી ચંડાળ મંડળીએ રાજાને કહ્યું કે સાહેબ, નગરશેઠ આ આવેછે. આ સાંભળી રાજાએ જે તરફથી નગર શેઠ આવતો હતો, તે તરફ ઘોડો દોડાવ્યો. અને બંનેજ

ણાનો મુલાકાત થતાંજ જેવો નગરશેઠ ચર્ણાર્વિંદ કરવા જાયછે, તેવોજ તે દુષ્ટ પ્રતાપસિંહે પ્રશ્ન કર્યો કે–એવકુફ આ નગર ફીટાડવાને તું પ્રયત્ન કરેછે કે ? આમ કહેતાંની સાથેજ તે નગરશેઠના શરીર સાથે ચાબૂકની મૂલાકાત કરાવી. જે લાગતાંજ શેઠ બિચારો બોલ્યો કે, સહેબ, આ-

કેવા જુલમ ! હું તે બાબત કાંઇ જાણુતો નથી. લે હરામી જાણુતો નથી તો—આમ કહેતાંની સાથેજ તે નગરશેઠપર ચાબૂકોનો વર્ષાદ વર્ષાવી મૂકયો. પેલા નગરશેઠથી એકાએક માર નહિ સહન થવાથી પોતાના ઘરતરફ નાસવા લાગ્યો. પણ ઘોડા આગળથી તે કયાં સુધી નાશી જાય ? આગળ નગરશેઠ અને પાછળ પ્રતાપસિંહ, ચાબૂકોની તે નગર-શેઠની પીઠપર તડાતડી થતી જતી. તે નગરશેઠે રસ્તામાં કયાં પણ પોતાના બચાવનો લાગ દીઠો નહિ, તેથી તેણે ઘેર પહોંચાય તોજ બચાય, એવી આસ્યા બાંધી. પણ ઘણું વેગળું હતુ. તેમજ માર અસહન પડતી હતી, તેથી હવે તો તેણે બૂમો પાડવા માંડો જે—"કોઇ બચાવોરે કોઇ બચાવો" પણ કોના દિવસ ફર્યા છેકે તે વચમાં પડી બચાવે ? દોડતાં તે બાપડો મારના જોરથી પડી જતો હ-તો. આમમાર ખાતાં ખાતાં તે બિચારો ઘણી મહેનતે પો-તાના ઘર પાસે જઇ પહોંચ્યો. અને ઘણોજ પોકાર કરતો ઘરની અંદર દાખલ થયો. અને પેલો પ્રતાપસિંહ જેતે શેઠની પાછળ ઘણેજ માર મારતો ઘોડાને દોડાવતો હતો, તે પો-તે કેફના મદમાં એટલો અંધ થઇ ગયો હતો કે તે શેઠ જેવો ઘરમાં દાખલ થયો, તેવો પોતે પણ તેના ઘરમાં ઘોડા સ-હીત દાખલ થવા ગયો, પણ સામું ઘરનું બારણું નાનું હોવાથી. તે પાપી પ્રતાપસિંહનું માથું સામુ બારણામાં ભુટકયું. કે જેથી તે બારણાથી ચારગજ છેટે જઇને ભુંડે હાલે પડયો. અને તે પણ પથરાઘર એટલે તેથી તેનું માથું ફુટયું. અને લોહીલોહાણું થઇ રહ્યું. અને અસુદ્ધી ને પ્રાપ્ત થયો, અને ઘોડો તો તે શેઠના ઘરમાં દાખલ થઇગયો. થોડીવારે

પ્રતાપસિંહને સુદ્ધી આવતાં ને પ્રતાપસિંહના દોસ્તોએ તેને પાછો જેમતેમ ઘોડાપર બેસાડી દરબારમાં લઇ ગયા. અને પોતે પાછા પોતપોતાના ઘર તરફ વીખેરાઇ ગયા. અને ત્યાર બાદ પેલા પ્રતાપ સિંહની કેફ ઉતરી ગઈ. તોપણ પોતે કરેલ આવું મહા ખોટું કામ, તેનો કાંઈ પણ વિચાર તેના હૈયામાં ઉઠ્યો નહિ એવો તે મહા નષ્ટ હૈયાનો હતો.

હવે આપણે પેલા નિર્દોશી નગરશેઠ તરફ લક્ષ આપીએ. તેતો બાપડો માર ખાતો ખાતો જેવો ઘરમાં દાખલ થયો કે તુરત ચકરી આવતાં ઢળી પડયો જે પછી તેની સ્ત્રીએ ઘણાએક ઉપચારો કર્યાથી ઘણીજ વારે તે નગરશેઠને શુદ્ધી પ્રાપ્ત થઈ. જે શુદ્ધિ આવતાં તે શેઠની સ્ત્રીએ આમ એચિંતી હકીકતનું કારણ પુછયું. જે શેઠે આદીથી અંત સુધી કહી સંભળાવ્યું. જે સાંભળી, તે બાપડી સ્ત્રીના ચક્ષુઓમાંથી દડદડ આંસુ ઘણુાજ શોકની સાથે પડવા લાગ્યાં. જે જોઇ શેઠે તેમ નહિ કરવા, અને ધીરજ પકડવાનું કહ્યું. અને વળી બોલ્યો કે આપણે હિંમત મૂકી દઈ શુંતો આપણાં છોકરાં પણ ઘણાંજ નાહિંમતવાન બની જશે.

નગરશેઠને રાજાએ કેફની ધુનમાં અત્યંત માર આપેલ છે. આવી ખબર થોડાજ વખતમાં આખા નગરમાં ફરી વળી જેથી ગામમાં અતી ત્રાહેત્રાહે થઈ રહી. અને સર્વ સદ્ગૃહસ્થો મળી પોતાના સુનીતિવાન નગરશેઠની શી હાલત છે, તે તપાસવાને તે શેઠને ઘેર ગયા. જ્યાં જતાં નગરશેઠની સ્ત્રીએ આદર સત્કાર પૂર્વક બેસાડ્યા, પણ ન-

ગરશેઠ તો મારના પરિણામથી, જેમ જેમ વખત જતો હતો, તેમ તેમ ફરી અસુદ્ધિને પ્રાપ્ત થતો જતો હતો. પેલા સદ્‌ગૃહસ્થોએ ગુજરેલ જુલમની હકીકત મળવાને જીજ્ઞાસા જણાવતાં, તે તે શેઠની સ્ત્રીએ તે શેઠને બદલે કહી સંભળાવી. જે સાંભળી તમામ જણાઓના ચહેરાઓ પર શોક તો પહેલેથીજ હતો અને વળી પૂર્ણ હકીકત સાંભળી, વિષેસ શોકની છાયા છવાઇ રહી. અને સર્વે વિચાર કરવા લાગ્યા જે હવે શું કરવું? આ તો નગરશેઠ, જે ખુદ માનીતો માણસ તે પર પણ આવો જુલમ ગુજર્યો, તો બે દહાડા પછી આપણાપર પણ જુલમ ગુજારે એમાં નવાઇએ શું? આમ ઘણીજ તે બાબતને અનુસરતી ચર્ચા થઇ. અને છેવટ એક પ્રસિદ્ધ જન બોલી ઉઠયો જે.

## રાગ પરજ.

ત્યાગો વીર નગર આ ટાણેરે, ગજબ ગુજાર્યો રાણે.—ટેક.
પૂરણ પ્રેમી શેઠ જે ભાઇ, સદગુણ સંપન્ન ખાશ;
વિણ ગુને એવી માર પડી જે, નહિ બચવાની આશ. ત્યા.
રાજા અને વજીર બંને, લીધા હતા જે મોભ;
પૂરણ કોપે દુષ્ટ આ દીધા, એ શું થોડા ક્ષોભ. ત્યાગો૦
કેફ કર્યામાં દીન જે કાઢે, એઇ ન સૂજે કાજ;
જે પરિણામે હાલ થયુંછે, વાઘ વરતું ખાજ. ત્યાગો૦
દુષ્ટ હજી તે કેવાં કરશે, કોણ જાણે તે કર્મ;
બાઇ બરોસો નથી એનો, કોઇને શી સર્મ. ત્યાગો૦
સાવધ થાઓ સત્વર ભાઇ, કરીને સર્વે કામ;
નગર બીજું નજરે ઘાલો, કરી છેલ્લી સલામ. ત્યાગો૦

આવાં એક સદ્ગૃહસ્થનાં વચનો સાંભળી, તમામ જણાઓએ નિશ્ચય કર્યો કે કાલદીને જ આ નગર છોડી બીજા કોઇ પણ નગરમાં જઇને રહેવું. પછી તમામ જણાઓ ત્યાંથી ચાલતા થયા, અને પોતપોતાને ઘેર સામાન સાચવી તૈયાર થઇ રહેવાની ગોઠવણમાં ગુંથાયા. અને તે સિવાયના જે બીજા લોકો, તેઓને પણ ખબર પડી જે ઘણાખરા સારાં સારાં માણસો આ નગર છોડી, બીજે ગામ રહેવાને જાય છે, અને તેથી પોતાને પણ અહીંઆં રહેવામાં સાર નથી. આમ ધારી તેઓની સાથેજ રવાના થઈ જવું. આમ નિશ્ચય કરી તેઓએ પણ આ નગર છોડીજવાસારૂ તૈયારી કરવા માંડી.

પેલા જે નગરશેઠને માર પડી હતી, તે મારના પ્રતાપથી થોડાજ વખતમાં મૃત્યુ પામ્યો; જેથી લોકોનું ચીત નગર છોડી જવા માટે વિશેસ ઉસ્કેરાયું અને બીજે દિવસ ઉગતાંજ સર્વ પોતપોતાના સામાન સહીત તે નગરની બહાર નીકળી પડયા. અને જેને જે નગરમાં રહેવાને અનુકુળ લાગ્યું, તે તે નગર તરફનો રસ્તો પકડી ચાલતા થયા. અને આ નગરમાં તે પાપી પ્રતાપસિહનું કુટુંબ તથા તેના સંગાતી નફ્ટ લોકો સિવાય બીજું કોઇ પણ રહ્યું નહિ. અને તમામ જનો જતાં રહેવાથી આ નગર સુન્યકાર થઈ રહ્યું. સૂર્યનો પ્રકાશ છતાં તેમાં ચોતરફ અંધકાર જામી રહ્યો.

ત્રણ ચાર દહાડા વીતિત થયા બાદ નગર ઉજડ થઇ જવા વિષે પ્રતાપસિંહભાઇને ખબર પડી અને તે પુણ્ જ્યારે એવો કોઇ પણ સમય આવ્યો, અને માણસોથી તજવીજ કરાવતાં નગરમાં કોઈ પણ માણસ નથી, આવો જવાબ મળ્યો ત્યારેજ,

પ્રતાપસિંહનું ચિત નગર ઉજડ થઇ ગયું, જેની ચિંતામાં ઘેરાએલું જોઇને તેની દુષ્ટ મંડળીએ તેમ નહિ થવા એવા છલ્લાજો રચ્યા કે જેથી તે બાબતનું ફરીથી સ્મરણ તેને થવાજ દીધું નહિ. દરરોજ દારૂની મોટા પાયાપર ધામધુમ રચાતી. અને આખો દિવસ તેનીજ આપલેમાં જતો. અને આમ જ્યાં સુધી તે દુષ્ટ લોકોએ પ્રતાપસિંહની પાસે નાણાની છુટ દીઠી, ત્યાં સુધી ખૂબ પૈસો ઉડાવવા અને પોતાને ત્યાં જમા કરવા લાગ્યા. જેથી તે આવક વગર જાવક થવા લાગેલ ખજાનો કયાં સુધી ચાલે ! થોડાજ કાળમાં સર્વ સમાપ્તી થઇ ગયું. અને જેથી પૈસા તથા મદીરાની છૂટ નહિ દેખતાં તે હરામી લોકો એ હવે આ નિર્ભાગી પ્રતાપસિંહને છોડી જવાનો વિચાર કરી, રાતોરાત પસાર થઇ ગયા. બીજે દીને તેઓને આવવાનો ટાઇમ થઇ ગયો, છતાં તે લોકો આવ્યા નહિ. તેથી પ્રતાપસિંહનું દિલ મુંઝાવા લાગ્યું. નિશો પણ ઉતરી ગયો હતો, તેથી તેઓ આવે તો પીઉં, આવો વિચાર કરી, હમણાં આવે, હમણાં આવે, એમ તેઓની રાહ જોઇ બેઠો પણ આવે કયાંથી ? હોય તો આવે, કે ના ? અને છેવટ અતિપય વખત વિતિત થઇ જવાથી કેફ ઘણીજ ઉતરી ગઇ. તેથી એકલેજ આખરે પીધી. અને પીધા પછી વળી તેઓની રાહ જોઇ બેઠો. અને ઘણો વખત જતાં પણ તેઓ આવ્યા નહિ, તેથી પોતાની પાસેજ જે નોકર હતો તેને, તેઓને તેડવા વાસ્તે મોકલ્યો. અને તે નોકરે જઇને તેઓના રહેઠાણે જોયું તો કોઇ પણ દીઠું નહિ, જેથી પાછો તે નોકર પ્રતાપસિંહ પાસે આવીને બોલ્યો જે તેઓમાંથી

કોઇપણ નથી. આવાં વચનો પ્રતાપસિંહે સાંભળી, તેઓ પોતાને અહીં એકલોજ દગો દઇ મુકી જતા રહ્યા. અને હવે આ નગરમાં કોઇ પણ નથી. હવે શું કરવું ? આમ અનેક વિચારો તે પ્રતાપસિંહના મનમાં ઉઠતા, અતિ સંતાપ થતાં, તે ઘણોજ રોયો. અને જેથી ચડેલ કેફ પણ ઉતરી ગઈ; તેથી ફરીથી બીજીવાર મદીરા વગેરે કેફોનું પાન કર્યું. પણ તે ચડેજ શાની; "કેફી માણુસોનો નિયમ છે કે કોઇ પણ ચિંતા ઉત્પન્ન થતાં. કેફ અવશ્ય ઉતરી જાય"

આમ કેફ નહિ ચડવાથી તથા અતિ પશ્ચાતાપના પરિણાંમથી શરીર નાકૌવત તો હતું, અને વળી વિષેસ નાકૌવત બની ગયું. અને વળી અધુરામાંપૂરૂં, ચાકરે આવીને કહ્યું કે મદીરા થઇ રહેવા આવીછે. આથી તે ( પ્રતાપસિંહ ) ઘણોજ શોકાતુર બન્યો. અને છેવટે તેને દીર્ઘ વિચાર કરતાં માલુમ પડ્યું કે—અમુંક ઓરડામાં છે. તેથી ચાકરને હૂકમ કર્યો કે જ્યાં સુધી ચાલે ત્યાં સુધી તો ચલાવ. પછી જ્યારે થઇ રહે ત્યારે કેજે, એટલે ફલાણા ઓરડામાં છે, તેમાંથી કાઢી લઇશું, ત્યાર પછી બેદિવસ વિત્યા બાદ ચાકરે ફરી ઝાહેર કર્યું કે—સાહેબ હવે મુદ્દલ મદીરા વથી. ત્યારે પ્રતાપસિંહે જે ઓરડામાં ધાર્યું હતું, તે ઓરડામાંથી લઇ આવવા હૂકમ કર્યો. અને જે હૂકમાનુસાર પેલો ચાકર તે ઓરડામાં જઈ ને જુએછે તો ત્યાં પણ ખાલી સીસા પડેલા દીઠા. એકે પણ સીસો ભરેલો દીઠો નહિ. દેખે કયાંથી? આ ઓરડામાંથી તો પેલા પ્રતાપસિંહના દુષ્ટ દોસ્તોએ તમામ વાપરી નાંખેલ, જેની પ્રતાપસિંહને માહીતિ હતી નહિ. જેથીજ તેણે તે ચાકરને તે ઓરડામાંથી

લાવવા હુકમ કર્યો. ચાકરે આવી તે ઓરડામાં તો મુદ્દલ મદીરા છેજ નહિ, આવો ખુલાસો તે પ્રતાપસિંહ આગળ કર્યો. એક તો કેફ ઉતરી ગઇ હતી, અને વળી શીલકમાં એ મુદ્દલ નથી આ સાંભળી ઘણોજ ખેદયુક્ત થઇ વિચાર કરવા લાગ્યો જે હવે શું કરવું? કોઇ પણ શહેર તો નજીક છેજ નહિ, કે જયથી મંગાવેથી ટાઇમસર આવી પહોંચે. અરે આવી ખબર આગળ પડી હોત તો, વધારે મંગાવી રાખતે. આમ વિચારો કરતાં કરતાં ઘણોજ વખત જવાથી કેફ એટલી ઉતરી ગઇ કે તેની કાયામાં મુદ્દલ શક્તિ રહી નહિ. અને કાયા છિન્નભિન્ન થવા લાગી. જે વખતે પોતાના પ્રધાન વીરશેનનાં વચનો યાદ આવ્યાં. અને તેથી તે ઘણોજ શોકાતુર ચહેરાથી બોલ્યો જે ખરેખર મેં જે પ્રધાન વીરશેનનાં વચનો ખોટાં ગણ્યાં, જેનું પરિણામ મને ભોગવવું પડેછે આ મારૂં નગર જે પહેલાં અત્યંત ચઢીઆતા પાયાપર હતું, તેજ નગરમાં હાલ એકે માણસ જોવામાં આવતું નથી, તે પણ કેફનાજ પ્રતાપ !! હાય જેમને ઘણાજ સ્નેહથી ચાહતા હતા, અને જેઓએ મને આ રસ્તે ફસાવ્યો તેઓતો મારી પાસેથી સર્વસ્વ ઠગઆઇથી પૈસો ઠગી જતા રહ્યા. મેં મારી જાતની ખુવારી થતાં સુધી પણ આદત સુધારી નહિ, હવે તેનો અફસોસ કરૂંછું, તે શા અર્થે આવે ? અરે ઈશ્વર હવે તું મારો જીવ ખેંચી લે. મને પૂરતી શિક્ષા મળીછે. હું જ્યારે પહેલાં કેફ કરેલો "હતો," ત્યારે આવું પરિણામ આવશે, એમ નહોતો ધારતો.

## મનહર છંદ

ઠગોએ ઠગ બાજી રચી ઠાલા ઠગ ઠાઠ માંહે,
અરે તેમાં રહ્યો મોહી જૂઠ સાચ જાણીને.
મહા મદોન્મત થયો મૂકી મરજાદ અરે,
કૂડે પંથે પડ્યો મોહી પાપીઓની વાણીને.
ફેણુતણા ફંદ માંહે બુદ્ધિવિણુ થઇ બંધાણો,
બાવરો બનીને જોઉં હવે આંખ તાણીને.
જીવ હવે જો ખમાણો ના વિચાર સૂજે સાણો,
કડું કર્મ લેઇ પાણો શી કહું હું કાણીને. ૧
મહોલા મંદિર સૂનાં ચોટાં દુકાન સૂનાં,
વાટ ઘાટ જોઉં સૂનાં વસ્તીનવિના ગામમાં.
આગળ જે મોટાં ધામ જોઇ વધતી જે હામ,
હાલ તેહ જોઇ જીવ ઠરે નહિ કામમાં.
જાનવરો જંગલીનો જથો છે જનો ઠેકાણે,
ખોલ ખોદી રહ્યાંછે આ નફ્ટ ધામમાં.
જનો જીવ લઇ ગયા નગરનું અરે હોય !!
મુડદાલ થયું અરે આવે કેવા કામમાં. ૨
છિન્ન ભિન્ન છેક થઇ મનતો મુંઝાઇ ગયું,
ઉરે લાગી લાય મોટી મટે ના કો કળથી.
અશ્રુ વેગથકી વહેમ મરવાને મન ચહે,
કમ કયા કોને કહું છેતરાયો છળથી.
રૈયત રોળાણી ફર્યું નગરે પીડાનું પાણી,
સર્વે દુખોની લાણી પામ્યાં આ "બર"થી.
દુખના દર્શન થકી દોષનું દર્શન થયું,
જીત્યું શુ ? હું કરૂં પાપી ચેત્યો ના આગળથી. ૩

આમ તે અનેક તરેહથી કલ્પાંત કરવા લાગ્યો જેનું પુર્ણું વર્ણુન કરવા મારી કલમમાં શક્તિ નથી. કારણુ કે તેવી લતમાં કોઇ કેફી માણુસ પકડાયો; હોય તેજ જાણે. બીજા કોઇથી પણુ તેનું પૂર્ણું વર્ણુન થઇ શકે નહિ, એવી હાલતમાં તે પ્રતાપસિંહને પડેલો જોઈને તે વખતે ત્યાં હાજર રહેલ ચાકર તે પ્રતાપસિંહની માને ખબર કરવા દોડયો. અને અહીંઆં પ્રતાપસિંહનું મન એકદમ મુઝાયાથી પોતાને આડો આવનાર ચાકર હાલે અહીં નથી, જે વખતનો લાભલઇ પાસે જે કૂવો હતો તેમાં જઇ પડયો.

થોડીજ વારમાં પેલો ચાકર તે પ્રતાપસિંહની માને તેડી ત્યાં (પ્રતાપસિંહ પાસે) આવ્યો. અને જુએ છે તો પ્રતાપસિંહને ત્યાં દીઠો નહિ, તેથી તે ચાકર તથા એક બીજો ચાકર હતો તે તથા તે પ્રતાપસિંહની મા એમ સર્વ જણાં વિચારમાં પડ્યાં. ચાકરો તેની આસપાસ તપાસ કરવા લાગ્યા. અને તપાસ કરતાં કરતાં જેવા કૂવા પાસે આવે છે, તેવું તેઓની દ્રષ્ટીએ તે કૂવાની પાસે તે પ્રતાપસિંહનું લૂગડું પડેલું દીઠું. અને તેપરથી કૂવામાં તપાસ કરવાની તેઓની જીજ્ઞાસા થઈ. અને તેથી તે બે જણામાંથી એક જણ કૂવામાં ઉતર્યો. અને તપાસ કરતાં પ્રતાપસિંહનું સબ હાથ લાગ્યું. તે તેઓએ કૂવામાંથી બહાર કાઢ્યું. અને તે જયાં પ્રતાપસિંહની મા બેઠી હતી, ત્યાં લઈ જવાને તેઓની લાચારીથી ફરજ પડી અને ત્યાં તે પ્રતાપસિંહની માએ તે પ્રતાપસિંહનું સબ જોતાંજ તે પૃથ્વીપર મૂર્છા ખાઈ ઢળી પડી. અને ઘણીએકવારે કાંઇક શુદ્ધિ આવતાં બેઠી થઇ, અને તે સબનું મસ્તક ખોળામાં લઇ રૂદન કરવા લાગી.—

## રાગ વણઝારાનો.

(સંસારનાં સુખ ભોગવ્યો, વાલા વીરારે એ ઢબ)

હાય છોડીને ચાલીઓ, પુત્ર પ્યારારે.
તે દારૂણ દીધું દુઃખ, પડીને ન્યારારે;
કોને સોંપીને ચાલીઓ, પુત્ર પ્યારારે,
હવે ક્યાંથી દેખીશ સુખ, પડીને ન્યારારે;
આધાર એકજ તાહારો, પુત્ર પ્યારારે;
તે તૂટી ગયો આવાર, પડીને ન્યારારે;
લાડ લડાવ્યાં મેં ઘણાં, પુત્ર પ્યારારે,
જેથી દુખ થયું આવાર, પડીને ન્યારારે;
વેરી થઇને અવતર્યો, પુત્ર પ્યારારે,
જે સાચવ્યું તેંતો વેર, પડીને ન્યારારે;
એકવાર ઉતર આપને, પુત્ર પ્યારારે,
કરી માનારી પર મેર, પડીને ન્યારારે;
કેકે કાળો કેર કર્યો, પુત્ર પ્યારારે,
જેથી મૃત્યુ થયું છે હાલ, પડીને ન્યારારે;
હવે અહીં હું શું કરૂં, પુત્ર પ્યારારે,
હવે શું જીવ્યામાં માલ, પડીને ન્યારારે.

આવી રીતે ઘણુંજ રૂદન કરવા લાગી, અને આ વખતે જે એકાદ બે માણસો હતાં, તેઓ પ્રતાપસિંહને અગ્ની સંસ્કાર કારવાને જોઇતી લાકડાં વગેરે ચીજો ભેગી કરવાના કામમાં રોકાયા અને થોડીવાર પછી તેઓ ત્યાં આવીને જુએછે તો, પ્રતાપસિંહની સાથે તેની માને પણ મરેલી દીઠી. જેથી તેઓ ઘણાજ ગભરાટમાં પડયા. અને છેવટે તે ડોશી મરણ પામવાની તપાસ કરી જોઇ તો તે ડોશીના ગળામાં છરી ઘોચેલી હતી. અને તેપરથી તેઓએ અનુમાન કર્યું કે તેણે પણ આ છરીથી આપઘાત કર્યો છે. અને

છેવટે તેઓએ તે માદીકરા બંનેની લાસોને અગ્નિ સંસ્કાર કરી તે સૂન્ય નગરને છેડી ચાલી નીકળ્યા!

કેવો જુલમ!!! કેફ કરનારાઓને માટે કેવી દૈવીશિક્ષા!!! અરે!! શું કહું યાર, હજી પણ મારા હૃદયમાં કેફની તરફ મારી તિરસ્કાર ભરેલી લાગણી મને પૂરતો જુસ્સો આપી બોલાવે છે કે—

## મનહર છંદ.

કેનને ફસાવે ઘણી હેતને દીએ તે હસી,
અંધ તે પીનાર ઘણી હાથે દુખ આણેછે.
અવરને અતી દીએ પોતે પણ ઘણી પીએ,
જહાં સુધી જીવ જાય તહાં સુધી તાણેછે.
અકલના અંધ એદી મદમાં તે મસ્ત ફરે,
અંગ તણું વસ્ત્ર બળે નહિ તે પ્રમાણેછે.
છોકરાં સહિત ધંદી બંદી ને બહુ ઇચ્છે,
તોએ કેફી ભાઇ કેફી ચીજને વખાણે છે. 1
પોતે પડ્યા કૂપ માંહે પાડવા બીજાને ઇચ્છે,
દ્રવ્ય વાળાને ફસાવી પોતા સમ કરેછે.
પાપ તણે પંથ પૈસો વાપરે વિચિત્ર રીતે,
સોબતી વખાણે જેમ તેમ હર્ષ ધરેછે.
નહિ રહે કેફી ભાઇ પાસે જ્યારે દામ જરા,
ઘેર ઘેર ઘૂમી અને આંખે જળ ભરેછે.
મળે નહિ કેફ જ્યારે બને અતી દુખી ત્યારે,
અંતે કેફ કેફ એવી માળા જપી મરે છે. ૨

## કુંડળીઓ.

કૂડો કેફીજન ઘણો, ભુંડપણે ભરપૂર,
દયા નહીંએ દિલવિષે, કર્મ કરે તે ક્રૂર.
કર્મ કરે તે ક્રૂર, નૂર મૂખમાંથી જાએ,

ખતા જગોએ ધણા, નફ્ટ તે નર બહુ ખાએ.
નારી જેવો એહ, બન્ને પેરે તે ચુડો,
નહિ થશે કો કાજ, કેફીજન હોયજ કુડો. ૨
નામે કેફી ભાઇનો, નહિ કારશો કો સાથ,
હળવે હળવે શીખવી, કરશે કેફી નાથ.
કરશે કેફી નાથ, ત્યારે તનથી તેરાજી,
કરી પોતાનું કામ, દગોદે કેફી પાજી.
કહું કથન શું યાર, ક્રોધ ત્યારે તો વામે,
+ + ÷ + + તણી, માર મારો તે નામે.

## છપય છંદ.

ખોઈ કેફે દામ, પોતાની લાજ ગુમાવે,
ખોઇ કેફે દામ, નીચમાં નીચ કહાવે.
ખોઇ કેફે દામ, મર્યા સુધી તે માણે,
ખોઇ કેફે દામ, દીવાળું કાઢે નાણે.
શીખ દેવા કો જાયતો, કહેશે નવ ઇર્ષા કરો,
જનો હીતારથ કાજ, શું કરશે તે ખરનરો.

## સવૈયા એકત્રીશા.

કેફ તણીનો જાળ ઝપાટે ધણા ફસાયા મોટા ભૂપ;
નહિ ઉગરવા આરો એનો પડીયા જે છે મોટે કૂપ;
શરીર તણી શુધને ભુલાવી નાંખે તે દુખની મોઝાર;
જોઇ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૧
જાદવ બળીયા હળીયા કેફે નિશદીન પીબનતા મસ્તાન;
જે પરિણામે આપસ આપસમાં લડી મરીયા રયું ન ભાન;
કેનો કાળો કેર કર્યો કેફે તે મનમાં કરો વિચાર;
જોઈ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૨
કુંભ કરણ તે રાવણ કેરો ભાઈ હતો બારે ભડવીર;
રામતણી સાથે નૈ લડવું એવું મનથી કરીયું થીર;

પણ તે કેફ કરેથી લડીયો અંતે મરીયો ખાઇ માર;
જોઇ દાખલો કેફ તણો આ કેફ નહિ કોઇ કરશો યાર. ૩
પુત્ર શિવાજી તણો શંભાજી દક્ષીણમાં તે હતો નરેશ;
ઔરંગને તો હાય કરાવી નહિ સુખ કરવા દીધું લેશ;
એ પણ પકડાયો કેફથી જીવ ગુમાવ્યો તેણે ધાર;
જોઇ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૪
વંસ ચાવડાના સામતસિંહ તણી વાત સૌ ધરજો ધ્યાન;
ભાણેજને મદીરાના મદમાં સોંપ્યું રાજ રયું નવ ભાન;
જે પરિણામે નિશો ખસ્યો ત્યારે પરતાપ લડયો અપાર;
જોઈ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર; ૫
માલ મતાને શ્રેષ્ઠ તાજે હશે તમારી કહુંછું પાંસ;
જોઇ ખરેખર ખાલી બનશો અંતે થાશો અતી નિરાશ;
ખાન પાનનું ભાન ભૂલશો છાપ પડે તે કેફી કાર;
જોઈ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૬
ઉપજે એથી અસાધ્ય રોગો નહિ કદી તે જાસે ખાસ;
આયુશને હરતાછે ભાઇ કરતી જીવ તણો તે નાશ;
કાપો કાં જીવન દોરીને ક્રૂર ધરી હસ્તે હથીયાર;
જોઇ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૭
હાલતે હાલતે વધતા જાતને અંતે થાશે એીમ દશા;
પુરૂષાતનમાં પાછા પડશો લડશો સ્નેહી સાથે ધાઇ;
કેફી જનનો કરો ભરોંસો તો નવ રાખે કો વેવાર;
જોઇ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૮
કેફી જનનું ભાર ભુમીમાં નહિ ઉપયોગી કહું શું વાત;
પથરો જોતે થયો હોત તો ચણતર ને ઉપયોગી થાત;
મરવા વખતે વારસને તો મળશે ભૂખ તણો ભંડાર;
જોઈ દાખલો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૯
પુત્ર અને કહુંછું ધરનારી દેશે મુખપરે ફીટકાર;
પરાધીન થઇ પેટજ ભરસો કહ્યું નમાને ઘરની નાર;
કેફ થકી તો ભાઇ ભડકી ભાગોતો થાસે સુખ સાર;

જોઇ દાખશો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૧૦
કેફ નઠારી ગંધજ વાળી શા ગુણ ભાળી કરોછો પાસ;
અપકીરતી જનજીવતાં કરશે અંતે થાશે નરક નીવાશ;
એવું સમજી ગુણી જનોએ કેફ તણો કરીયો તિરસ્કાર;
જોઈ દાખશો કેફ તણો આ કેફ નહિ કો કરશો યાર. ૧૧
કરતારે કીધી જે ચીજો અમૃત શરખી માનો ચીત;
તે છોડી વિષપાન કરોછો ખરે ખતા ખાતાજ ખચીત;
કથન કહો કહું શું વિસ્તારી એમાં અવગુણ રહ્યા અપાર;
જોઈ દાખશો કેફ તણો આ કેફ નહિ કો યાર; ૧૨

**વાદી**—અફસોસ ! ! મેં જે બાબત આપ પાસે તરફેણ તાણી, તેતો ખરેખર કેટલી નુકશાનકરતા છે? જે વિષેનું પૂરતુ ભાન મને હવે થયું. હું કેવો પાપી ! ! કેવો અસત્ય જક ઝાલનાર ? ! અરે દોસ્ત ! અમારી મતથી ઘણા લોકો તે ફેનમાં ફસાયા હોત. પણ સરૂં થયું કે આજ આમારી મતનું પૂરતું ખંડન કરવા આપ મળી આવ્યા. હું ખાત્રીથી કહું છું કે, કેફ તરફ મારી ઘણીજ તિરસ્કાર ભરેલી લાગણી જાગૃત થઇ છે. અને હવે હું મારી જાતી મહેનતથી તેવા ફંદમાં ફસાતા લોકોને બચાવીશ.

**પ્રતિવાદી**— તમોએ પકડેલ એક ધિક્કારવા જેવી બાબતનો ત્યાગ કરી, અને તમોને આવા રૂડા વિચારોપર આવેલા જોઇ હું ઘણોજ હર્ષિત થયો છું. તમો ખાત્રીથી માનજો જે આ નષ્ટ ચીજનું પાન કરનાર નર આખર નર્ક નિવાશ કરે છે. કારણ કે તે નિશાબુ નરથી કાંઇ પણ લોકીક કલ્યાણ અર્થે કાર્ય થતુ નથી. . . . . .

**વાદી**—અરે યાર ! તમો જે કહો છો, તે સત્યજ માનું છું. અને હું ઈશ્વર પાસે માગું છું કે—

## બનજારા.

જય કષ્ટ હરન સુખકારી, સુણુ પ્રેમથી અરજ તું મારી.
જીવ જ્યાં સુધી આ તનમાં, તહીં લાવજે મિત્રજ મનમાં
જે છે લપંટ કેફી જુગારી, સુણુ પ્રેમથી૦
કેફી મિત્રથી મરવું સારૂં, જેનો શોક નહિ હું ધારૂં;
કહું વારંવાર પોકારી, સુણુ પ્રેમથી૦
તુજ કોપથી થાય મિત્રાઈ, હરે ધન લાજ સુખ દાઈ;
નહિ પામવા સુખ રહે બારી, સુણુ પ્રેમથી૦
કદી ક્રૂર નજર તુજ થાએ, હણજે હાથ થકો જગરાએ,
દે જે અણચેત્યાં દુખ ભારી, સુણુ પ્રેમથી૦
પણુ દોસ્ત કેફ કરનારો, દઈ ખોજે ના જનમારો;
તે છે સુખ હરણ દુખકારી, સુણુ પ્રેમથી૦
ફરી ફરી હું અરજ કરૂંછું, કેફી મિત્રથી નિશ્ચે ડરૂંછું;
રાખ અળગો કરી આભારી, સુણુ પ્રેણથી૦
આ અરજ કાન પર ધરજે મુજ માગ્યું પુરણ કરજે;
વંદુ ગોવરધન ગીરધારી, સુણુ પ્રેમથી.

**પ્રતિવાદી**—ખરેખર દોસ્ત તે કેફી લોકોની દોસ્તીથી કોઈ કાળે જાનને પણ જોખમ થાય છે. માટે તેઓની સોબતથી દૂર રાખવાની સાથે, તેવા ફંદમાં ફસાતા લોકોને સુમતિ આપી બચાવો, એવી વારંવાર જગન્ન । મહાનદાતા વિભુ પાસે વિજ્ઞાપ્તી છે. તથાસ્તુ.

---

## બોધ બત્રીશી.

### ભુજંગી છંદ.

કહ્યું માનસો સ્નેહથી બંધુ મારા,
સુખે સાંભળો ને બનો ના નાઠરા.
અતી દુખ દેનાર રીતી સંહારો,

સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧
સજો સસ્ત્ર સારાં પુરી હીમતેથી,
ચડો વાર વીરોજ વેગે ગતીથી.
થશે ચાલતે નાશ જે છે અકારો,
સુણો ચીત જો દેશનું હીત ધારો. ૨
રહ્યાં આળસો ઉરમાં વાસ ધારી,
થયા વશ્ય તેને બને જેમ નારી.
અરે આળસે શું ઉદેતો થનારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૩
હતા પુરવે જે મહા વીત વંતા,
દીઠા દ્રષ્ટીએ કામદું તો કરંતા.
છતાં આળશે કંકરો પ્યાર યારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૪
ઘણા ભાળીયા આળસુ બાઇ બારી,
નહી છોડતા પોઢવાની પથારી.
થયા છે તેઓ તો ભુએ ભાર કારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૫
ફરો ફંકડા થૈ અતી ફંદમાં તો,
કરે બાંકડો વાંકડો બૂટ રાતો.
ઘડી આળતો વંન છેડોજ સારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૬
પછેડી ખભે કીમતી તો પડીજે,
વળી મુસ્તકે વાંકડી પાઘડી જે.
ચીતે ચાલતાં ચેન સૂજે હજારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૭
કલંગી રૂડી રાખીછે કાન પાસે,
મુખે પાન ખાઇ ફરોછો હુલાસે.

નથી શ્રેય તેથી નકી તો થનારો,
સુણો ચીતજો દેશનું હીતધારો. ૮
કરોછો ગંજીફે બહુ મોજ સારી,
વળી સોગઠીથી રમો પ્રેમ ધારી.
અરે ફંદ દુખફંદ તેછે નઠારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૯
કરો વાત બીજાં તણી મોજ માણો,
નહિ સાર તેનો તમો ચીત આણો.
કમાવ્યા તણા તો કર્યાના વિચારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૦
નહિ પુન્ય કર્તા નહી પેટ ભર્તા,
બન્યા છો અહી ને મહી માલધર્તા.
મરીને ભરીને જશો શું ખટારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૧
કહું કાજ જે ખાસ જાતે કર્યાનું.
બીજાને દીઓ તે કરે શું સર્યાનું.
અરે આળસે એમ જાશેજ મારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૨
ધરોછો અતી ભાર પોતાની માથે,
હરોછો બહૂ દીવસો સેજ હાથે.
કર્યા નૈ કદી દેશ વીશે વિચારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૩
જુઓ પોષ્ટ ખાતા તણી રીત કેવી,
કરેછે કમાઈ બહૂ જૂજ જેવી.
કર્યાં દેહથી દામ લાખો હજારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૪
ધાણું કે કદી જૂજ નિશ્ચે વધારો,
નજીવું કમાવી નહી શોક ધારો.

ધનાઢય થશો એમ ચીતે વિચારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૫
ભણાવી ભલા બાળકોને દીપાવો,
મટાવી કુધારે સુધારે ખપાવો.
ખરા રોજગારો દઇ ચીત યારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૬
ગરીબો ઘણા જે પીંડાથી પુકારે,
નિવારી દુખો આણુવા ગાઢ પાળે;
અમો જાણીંએ તો ખરા છે વિચારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૭
વધારી ઘણા રોજગારો ચલાવો,
ગરીબો સુધારી સુરીતે નિભાવો;
નકી તો થશે આપના ઉપકારો,
સુણો ચીત જો દેશનું હીત ધારો. ૧૮
ધરો ના ચિંતા દેશની લેશ બાઇ,
ઉરે તો ધરો છોજ મોટી બડાઈ.
કહું રંગ છે ત્રૃશ જેવો ઠગારા,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૧૯
ખરૂં તો તજીને ઉધે આથડોછો,
જનો હીત જોછે મુખેથી કહોછો;
નહીં થાય સારૂં પછી હામ હારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૦
મળે છે દહીંથી સુણો તત્વ સારૂં,
મળે કેમ વારી થકી તેહ વારૂ ?
ભલે તેહ પૂઠે ગુમાવો જમારો
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૧
દીધો ઈશ્વરે જન્મ સૂકાજ માટે,
તજી તેહને ચાલીંયા નષ્ટ વાટે;

કહુંછું મતી મુંઢ ને તો નિવારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૨
બને કાજ કો લેશ જો કષ્ટ કારી,
રહો હામ હૈયે થકી ભાઇ હારી;
નહી સાનને તે સમે તો સંભારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૩
નજીવાં દુખો સ્વતણાંથી કંટાળો;
કહો તે બીજાના દુખો સુંજ ભાળો.
થઇ હીજડા શું મુછે હાથ ધારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૪
પડી બાહરે કો સુધારો કરેતો,
મિજાજો બીજાના મુખે ઉતરેતો;
ઉધી એવી રીતે થશે શું સુધારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૫
ઘણો ક્ષોભછે જોઇ આ ચાલને તો,
બધુ કાળમાં કાઢ બંધુ બને તો;
નહી તો કરે ચાલ તે હાલ ખારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૬
નહી સાંભળો વેણ ના હીમતોનાં,
બહાદૂર થૈ હીત ઇચ્છો જનોનાં;
અતી જામશે યશ્ય તેથી તમારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૭
જમાનો ફુરેછે મુખેથી વદો છો,
ઘણા શોકના ભોગ થૈને ફરોછો.
થયું શ્રૃ થકી મૂળ ? તે તો વિચારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૮
બની આગ બૂટો બની આગગાડી,
વળી ટેલીફોનો જુઓ આંખ ફાડી.

તપાસો થયો તે થકી શું સુધારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૨૯
બનો બાવરા કો નવા શોધ ભાળી,
બન્યું કેમ વારૂ ? દીઓ હામ હારી,
અરે એ રીતે શું થશો શોધકારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૩૦
પુરી હીમતેથી કરો શોધ સારા,
શીખીને શીખાવો હરો દુખ ભારા;
નહી તો ન આવે મહા દુખ આરો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૩૧
કરો ઊધમો ઓળઆસોને વિસારી,
બને કાળ સારો મટે તો ખુવારી.
રહ્યા કર વિષે કાળ સારો નઠારો,
સુણો ચીતજો દેશનું હીત ધારો. ૩૨

દોહરો.

આનંદ ઉરમાં આણસો, ખીનથી ખંતે ઇશ,
પરવરસો રૂડે પંથે, સુણી "બોધ બત્રીશ."

---

## ધર્માષ્ટક.

### મનહર છંદ.

આજે આ જમાનાં માંહે જોઉં છું ઘણાએ જણા,
નીજ ધર્મ મૂકી બીજા ધર્મમાં તે જાય છે.
પોતા તણો ધર્મ તેને પ્યારો લાગતોજ નથી,
જેથી બીજા ધર્મ માંહે રહી ખુશી થાય છે.
વખાણે બીજાનો ધર્મ નીજનો નીંદે, એસૂર્મ,
મનનો મુકીને મર્મ બીજે પંથે થાય છે.
જે પ્રસંગે અમો આજ વિવેચન થવા ધાર્યું,
ઇશ્વર ઇચ્છાથી પૂર્ણ થવા દીલ ચાયછે. ૧

કેટલાક જનો જાતા જૈન ધર્મ માંહે જોયાં,
ઘણા જૈન બીજા દેવ તણી સેવ કરેછે.
ઘણા જોઉ હિંદુલોકો મહોમેદી ધર્મ માંય,
ઘણા મહોમેદ બીજો પંથનેજ ધરેછે.
ઝાઝા જોયા મેકણના પંથ માંહે ગીતગાતા,
ઘણા નાથ તણા શીશ થઇ દુખ હરેછે.
બક્ષીસ કરેલો ધર્મ ખોઇને કરેછે એમ,
જેમ દારા એક મૂકી બીજાને તે વરે છે. ૨
આટલું કરતાં ત્યોને સુખ સાન્તી થતી નથી,
ચાર જણા ભેળા થાય નિંદા ત્યાં કરાય છે.
બીજા ધર્મ વાલા જૈન ધર્મને વગોવે ઘણા,
જૈન બીજાઓને નિંદી મનમાં મનાય છે.
જૈન દેવે કર્યું આમ મોહ મેદે કર્યું આમ,
કૃષ્ણાનું ખોટું નામ નિંદા મ થાય છે.
અભીમાન રાખી એવું મોક્ષ થવા ચાહો મન,
મોક્ષને બદલે પાપ ઘડાતો ભરાય છે. ૩
હંશ તણી પંગતીમાં બગલો શોભે છે જેમ,
બગ પંગતીમાં કાગ શોભા કેવી આપશે?
ગાય તણા ટોળામાંય ભેંસ એક શોભે જેવી,
તેમ શોભશે જે જન નવો ઇશ જાપશે.
વડીલોના ધર્મ ગુરૂએ બતાવ્યો મારગ જે,
તે તજી ઉલટા ચાલવાથી ખાડો માપશે.
પ્રભુ રાજી થવા માટે જુદા જુદા લીઓ પંથ,
પણ પ્રભુ પ્યારો કરી કદી નહિ થાપશે. ૪
માછલી જો જળ થકી વછૂટી થવાને ચાય,
નકી તેનો જીવ જશે ઉલટું જો કરશે,
માખી કદી તે લમાંય નાવા તણી ઇચ્છા કરે,
પડતાંજ જીવ તેનો અંગે નહિ ઠરશે.
પતંગીઓ પ્રેમ થકી દીવાનો પરશ કરે,

પરણ થતાંજ વાર જીવનેજ હરશે;
બક્ષીસ કરેલ પ્રભુ તણી ચીજ મૂકી દઇ,
અવરને અડશે તો વિના મોતે મરશે. ૫
હિંદુઓ તમામ તણાં પુરાણ વાંચીને જુઓ,
કુરાન કીતાબ સુણો જહાં તહાં એકછે.
રામને રેમાન તેમાં ફરક નથી લગાર,
તેમ બીજા ધર્મ માંય એનું એજ છેક છે.
મરજાદા બાંધવાને મારગ બતાવ્યા જુદા,
એમ કરવાથી સારી ચાલી આવી ટેક છે.
આપણી બુદ્ધિએ ઢુંઢી જેથી જાગ્યા જુદા જુદા,
એક નહિ માન્યું એજ મોટો અવિવેક છે. ૬
કાળી ધોળી લાલ ભૂરી ગાયો ચાર લઇ કરી,
દૂધ તેનું જૂદું જૂદું પીશો મન એકથી,
ગાયો તણા રંગ જૂદા પણ દૂધ તેનું તેજ,
સ્વાદ ગુણ એક એમ જાણુસોજ છેકથી.
તેમ ઇશ એક પણ રસ્તા બતાવ્યા જુદા,
છતાં ખોટી જક્ક ઝાલી બેઠા અવિવેકથી.
માટે મારા પ્યારા તમો નીજ ધર્મ માંહે રહો,
મૂકશો ન ઇશ કદી ભજશો જો ટેકથી. ૭
એક છોડી બીજે ગ્રહે છોડી બીજે ત્રીજે લહે,
પાંચ સાત ધર્મ એમ ઘડા વીણ ધારનો.
મરમની ટેક તણી નેક એથી બને નહિ,
અવિશ્વાસ ફરી ફરી વિશેષ વધારનો,
નકીમા ધર્યો કો ધર્મ રઝળ્યું મૂરખો સમ
ધોબી સ્વાન ઘર તડ ન પોચે કાંઠારનો,
ધરમ પેલાં જે ધારો કોઇ કાજે નાવિચારો,
એ વિષે અનીતિ ચારો શું વદું વિચારનો. ૮

## દોહરો.

આચર્ણો શુભ આદરી, નેક ટેક ધરી એક;
નિજ પંથે નિત પરવરો, વડો એહ વીવેક.

# મનો પદેશ-પદો.

## રાગ-કાફી.

( દીલજા લાલ વેપારી તું તોજે હટડો સંભાર-એ ઢબ )

મનતું મોહ છડે ને રામસેંકર હેત-ટેક.

ઘર સુતનારી તોજે કમ ન અચીધી,
અંતે તુંથી ને પ્રેત, -મનતું૦
જન્મ સજો તો જો એરે નીઉસયો,
ફોકટ થીને ફજેત; -મનતું૦
વખત વીંજે તો પાંઉંન અચીયો,
આજાંતુ કીંચેત, મનતું૦
લખ ચોર્યાશીમે ફરીતું ફરને,
તેલાયરોતું સુચેત, -મનતું૦
ઉમેદ વારચે માયાકે છડહાણે,
વાર થયાજ સફેત, -મનતું૦

( સદા રહો પાસ પીયુ સદારહો પાસ.-એ ઢબ
માન કયો માન કયો માન કયો માન, )
સાચુ માની મારૂ તજ કૂડ ને તોફાન
કુડી કાયા કુડીમાયા કુડી છે ઘર નાર,
તેમાં ચીત રાખનહિ ભજને કીરતાર; -માનકયો૦
જાણે છે તું નકીમન. મરવું છે જરૂર,
માટે કામ એવું કરો વિભુ ન થાય કૂર; -માનકયો.
દેવે જન્મ આપ્યો તેનો માનઉપકાર;
કામ ક્રોધ લોભ તજી નીતિ ધર્મ પાળ; -માનકયો૦
પરનાર પર ધન તજી દેને દૂર,
ગરીબોની દાદ સુણ દયા આણી ઉર; માનકયો૦

ફરી ફરી આજ દેહ આવવું નથી,
ઉમેદ વાર કહે ઘડીજાય હાથી. માનકયા૦

( હંસા પંખીગે પીંજરા નહિ તેરા.—એ ઢગ )

મુરખ મન સમજ સમજણ આણી.—ટેક.

સુકૃત કરવા ઇશે મૂકયો, જાણી તુજને પ્રમાણી. —મુરખ૦
કૃત્ય ન૰તેવું થયુ તારાથી,જૂઠું સાચું જાણી. —મુરખ૦
મમતા મોટી તુજમનમાંહે, પૂરણ પ્રીતે સમાણી. —મુરખ૦
જે મમતાથી ગોવિંદ ભક્તિ, ભાવ થકી ના ભજાણી.—રમુખ૦
જનને લુટી બજાવી ડચૂટી, એવી કરીતે કમાણી.—મુરખ૦
જગ નિયંતાને નવતે જાણ્યો,મતીતુજ આળી સમાણી.મુરખ
ઉમેદ વાર કે હાથ રહ્યા ઘસતા, કયો કહું શીકાણી.—મુરખ૦

( નાથ કેસેગજ કા બંધ છોડાયો—એ ઢબ. )

જુઓ મન ખાલી મમત કરેરે,જેથી કાજનહિકો સરેરે.જુઓ
દૈવી કાજની કરેજ અટકળી, કેશે આમમનેરે
જાણે દેવ હોય પંડેની, એ ગુમાન ધરેરે; —જુઓ૦
આમ થશે આ આમથશેઓ, ઓ તો આજ મરેરે,
ખર તે બોજો લઇ નીજ માથે, અમયો ભારમરેરે. જુઓ.
ગજનું કાજ કીડી કરવા, મનસુબો મન કરેરે,
પરિણામે પીડાની સાથે, મરતાં ધોખો ધરેરે; જુઓ.
છે નીજ તુચ્છ મરડે મુચ્છ, ગગને ચડવા ચહેરે,
મોટા સમ લઘુ કરવા જાએ, મરે કાં માંદો પડેરે. જુઓ.
શક્તિ સથ સર્વસ્વ શોભે, ઉલટે ઉલટું નડેરે,
શક્તિ આપી ઇશે ઓછી, મોટી કયાંથી મળે રે. જુઓ.
કાર્ય રચ્યો જે જગનો સુગુજે, કદીએ નવ કો કળેરે,
પામર પ્રાણી છતાં શું કરવા, ખોટે ખેલ ચડેરે; જુઓ.
વિશ્વની રચના કળવા વિભુએ, મના કરી મન ધરરે,
ઉમેદવાર કહે ફાં ફાં મારી, કાં દોષમાં તું ઠરેરે; જુઓ.

---

## (જનની જીવો ગોપીચંદની,) એ ઢબ.

વ્યર્થતે સુખ ધારતું, સુખ એક રટે રામ નામજી—વ્યર્થ૦
કૂર ધરી મન કૂરતા, કયમ પડીયો ખોટે પાસજી;
કૂટીલ કૂટીલ તાતજી, ઓળખને અવીનાશજી. વ્યર્થ૦
કૂર ઘણાએ કર્મ તું, કરવા તત્પર થાયજી;
કૂર ફળો પછી ચાખીને. અંતે અતી અકળાયજી. વ્યર્થ૦
મીઠપ ધારી જે હતે, કૂડી ફો દીન થાયજી;
સાચુ તે જૂઠું થશે, તો પણ કયમ બંધાયજી. વ્યર્થ૦
આભાસ ઉલટો ભાળીને તે ચીજ ખાવા ધાયજી.
ખોટુ હોય તે શું મળે, વ્યર્થ બગાસાં ખયજી. વ્યર્થ૦
મીઠપ ઇશની ભક્તિમાં, જો તે ભાવે ભજાયજી;
જયમ લાંબા લાંબા જૈયે, તેમ મીઠપ તેમાંયજી. વ્યર્થ૦
નિશદીન દીલ દયા ધરી, પાળે જે પરમેશજી;
ખાવાનું આપે ખરે, આપે પેરે જે વેશજી. વ્યર્થ૦
એવા જગના પાળનો, ભૂલી જૈ આભારજી;
નીમક હરામી જે કરે, ફળ તે મળશે ધારજી; વ્યર્થ૦
આરાધના ઇશની કરૂં, પણ તે તુજ આધારજી,
એમ ઉમેદવાર મનને, વાળે શીખ દઇ સારજી; વ્યર્થ૦

---

## ( રાતડલી કેની સંગે જાગ્યા—એ ઢબ. )

મનતું કેમ મોટપ ખોટી ધરતો,
જગતના દેવ થકી ના ડરતો— મનતું૦
ખોટા કર્મની મોટપે શું વળશે,
ઉલટી આડી આવીને તે નડશે;
પડીશ સિંધુમાં આરો ના જડશે. મનતું૦
મોટપ જો મળવા મનતું ઇચ્છે,
જે વિષ્નુની ભક્તિ કર્યામાં રહી છે;
કેને એવીણ બીજી સુખ કરતા કયછે. મનતું૦
પ્રીતે ના કીધું હરીરસ પાન,

હરીરસ સુણતાં ઠરતું ના ધ્યાન,
ઉતર શું દઇશ આવે અવસાન. મનતું૦
પડયો તું જાળ ઝપાટે ધાઇ,
આકર્ષણે લીધો તુંને સાઇ;
હવે કયમ છૂટે પડયો અટવાઇ. મનતું૦
હજી જો ચેતતો છે એક બારી,
ગ્રહણકર તે તો મનમાં વિચારી;
પ્રીતે પ્રભુની ભક્તિ કરતુ ભારી. મનતું૦
કેતું એ મનને છે વારી વારી,
ભજે વિભુભાગે દુખ ભયકારી;
ઉમેદવારની એ અરજ લે વિચારી. મનતું૦

---

## ઇશ્વર સ્તુતિ અને પરચૂરણ પદો.

(પૂર્ણ થયોછે ખેલ સજનો પૂર્ણ થયોછે ખેલ–એ ઢબ.)
કુરનશ છે કીરતાર, વારંવાર કુરનશ છે કીરતાર. હેક
ઘટ ઘટ રચના વ્યાપી તારી, જોઉં જયાં ત્યાં અપાર. વા૦
પૂર્ણ પ્રદર્શીત છે તુજ શકિત, ખોડખરેના લગાર; વા૦
સૂરજ ચંદ્ર તારા તારા, તેજ તણો છે ચીતાર. વાર૦
ભિન્નભિન્ન અદ્દભૂત ભભકાભાળી, અચરજ પામું અપાર. વા૦
કુદરત્ સાંહી કરી શી કુદરત, કુદરતે કુદરત સાર. વા૦
કુદરત કેવી કળથી મૂકી, સર્વ સ્થળે સુખકાર. વા૦
કુદરતી રીતી કુદરતમાં, કળતાં પામું હાર. વા૦
અભરણ ભરતા સુખનો કરતા, છો દુખટાળણદાર. વા૦
સુપંથ રાખો કુમતી કાપો, અરપો સુભ આચાર. વા૦
જગદીશ્વર આ અરજ કરૂં છું, જે ઉરમાં ઉતાર. વા૦

---

**( નંદકુંવરને નોંતર્યા સાહેલીરે એ ઢબ. )**
વંદું હું દોય કરજોડીને, જગદેવારે;
કરૂં ચીત વન્ય ચીત મુજ ચોડીને, જગદેવારે;
સુખ દઈ દુખનું કરહરણ, જગદેવારે,
ખરે છો તું અભરાનો ભરણ, જગદેવારે;
સુણ સ્નેહે આવ્યો હું સરણ, જગદેવારે,

હવે તું બચાવ હે અજરામરણ, જગદેવારે;
તુજ મેરથી કાજ મારાં સરે, જગદેવારે,
હે નાથ હાથ થાપ મુજ શીરપરે, જગદેવારે;
કરવા પાન તુજ પ્રીતનું, જગદેવારે,
ખેંચાયું આકર્ષણ ચીતનું, જગદેવારે;
મહેર કરતા મહેર કર, જગદેવારે.
નહિતર દિલે લાગે છે જડરૂ જગદેવારે;
સ્મરણ કેમ સ્નેહે બને, જગદેવારે,
જેની રીતી નીતી ન આવે મને, જગદેવારે;
રાજી કેમાં છો કેમાં કુરાજી, જગદેવારે,
નથી ભાન તેનું પ્રેમી પીતાજી, જગદેવારે;
કર મેર એ રાતનું ભાન થાય, જગદેવારે,
જેથી સત્ય રીતીથી તુજ પાય, જગદેવારે;
ઉમેદ રાખું હું ઉમેદ વાર, જગદેવારે,
તિમર ટાળ એ અરજ છે વાર વાર, જગદેવારે;

---

## રાગ—સિંહાનો કનરો.

વંદો ઈશ્વર ધ્યાન ધરી તારૂં, મેર કરોને હરો દુખ મારૂં.—વંદો.

દુખી દુનીયાં માંહે ફર્યો છું,
દુખ બહુ પામી હેરાન થયો છું. વંદો૦
શોધું રસ્તો મનથી મળવા,
ઈચ્છા પાપો પુરાની ટળવા. વંદો૦
તુજ વીણ મારો નહિ આરો,
દીન થઇ કહું હવે હરી તારો. વંદો૦
માગું ઈશ્વર ઉરથી આપો,
ડીંકર મુજને કરીને થાપો. વંદો૦
તારી શકિત તણા વિચારો,
થાય કદી ને, તમારો. વંદો૦
ગુણ તુજ ગાવા મન થાય મારૂં,
મુજ મતી કાચી કેમ ઉચારૂં. વંદો૦
ગુણ તુજ ગાઇ કરવા ભકિત,
માગે ઉમેદવાર એવી શકિત. વંદો૦

## રાગ—સોરઠ જીલ્લો.

( તુમ સુનો રાધીકા બીનય કાન—એ ઢબ. )

હું વંદુ વિશ્વ ધણીવાર વાર. કરી મેર મને કહુંછું ઉગાર;
જેથી ક્ષણે ક્ષણે માનું ઉપકાર; હું વંદુ૦
છો વિશ્વ વિધાતા અનાથનાથ, કરનો નીજ દાસ તણોજ સાથ
કર શાન્તી તું મુજ મન મોઝાર; હું વંદુ૦
તું દીન થતો નીજદાસ પાસ, નીત્ય પૂર્ણ તેની કરનો તપાસ
વીકરાળ થતો વીણ દાસ ધાર:— હું વંદુ૦
તુજ તેજ તણો મુજપર પ્રકાશ, કર મેર ચિતે પામું હુલ્લાશ,
નેતો ઠામ ઠામ ભટકું અપાર; હું વંદુ૦
તુજ દાસ થાપ જંજાળ કાપ, મનનો વિખેસ એછે વિલાપ,
આ અરજ દાસની મન વિચાર. હું વંદુ૦

(જાગીએ વ્રજ રાજકુંવર, કમલ કોષ ફૂલે એ ઢબ.)

કૃષ્ણ કૃપાળુ દીન દયાળુ, મજરો મમ માનજો;
મજરો મમ માનીને, શ્રેષ્ટ પથે આણજો. કૃષ્ણ૦
મજરો મધુર રાગથી, પક્ષી પોકારીને કરે,
પ્રભાત માંહે ભકિત ભજી, દુખ જવા આસ્યા ધરે. કૃષ્ણ૦
પાપી પૂરો તે ખરો, ભજે ન પ્રભૂ ભાવથી,
મહા જળે બુડશે, કહું છતે નાવથી. કૃષ્ણ૦
રાત્રી માંહે રેમથી, જાળવ્યાં તેં હરી,
વળી દીને જાળવો, અરજ એ ફરી ફરી. કૃષ્ણ૦
પ્રીત તુજ પામવા, આસ છે જે ઉરે,
ઉમેદવાર વીનવે, પરમેશ્વરા જો પુરે. કૃષ્ણ૦

---

## રાગ ચાબખો.

સમયની રીતી કેવી પલટાણી, ખોટા પાસ સાચો ભરેછે પાણી.
જગે જગે બહુ કૂડજ વાપર્યું, કપટની કહું શી કાણી;
અધમ આચર્ણો અતીશે થાતાં, જોતાં નાકો આંખ તાણી. સમય૦
ફૂડે ફમાવે જન બહુ ભાઇ, બોલે ક[redacted]ી વાણી;
જનો આ જમાને ખુશ થૈને પર, છબા સીદીએ સાદ તાણી. સમય૦
એની સમોવડ કોઇ નહિ થાસે, જેણે જૂડી કળ જાણી,
સાચને જૂઠું કરી જે જાણે, એને ઝાઝી કમાણી. સમય૦
મોટા જનો પણ ખોટા થે બેઠા, અવળી મતી ઉર આણ,

દ્રવ્યની તેજી દેખે જે દીસે, જાય તે તરફે તાણી. સમય૦
ખટપટનો બહુ ખેલજ વર્ત્યો, શી આપું એંધાણી;
નોકર નીજને રાખવો હોય તો, રાખે ખટપટીયો જાણી.સમય૦
સાચ ગયું સાચું રાચ ગયું ને પાપી રીતી પથરાણી,
સાચા ને બારણે ઉભો ન રાખે, સૂ રીતી રેળાણી. સમય૦
જૂઠા ને જૂઠથી મળતું ભારી, સાચે થતી ભઈ હાણી,
બે ત્રણ દીવાળાં જૂઠો કાઢે, તોએ તેની કીરતી શાણી.સમય૦
એવો જમાનો લાગ્યો ભાઇ, કથી કહું શી કાણી;
ઉમેદવાર અથડાયો સાચેથી, ત્યારે રીતી આ જાણી. સમય૦

---

## સોરઠો અંતર્લાપિકા.

**ભક્તિ આપ મન માંય, દયાવંત થીર થાપીને;**
**પ્રાણ સુગમ ભજી થાય, કરતા હેતથી દે હરી.**

( આ સોરઠામાં પહેલી કડીથી ત્રીજે ત્રીજે અક્ષર વાંચતા આ પુસ્તક પ્રગટ કર્તાઓનાં નામો નીકળે છે) જેમકેઃ-

**"આનંદ તથા પ્રાગજી કહે-દે-શું ? ભક્તિ"**

રાગ-બનજારો.

આ અરજ અમારી ત્રાતા-સુણ સર્વ તણા પીતુ માતા-ટેક.
તુજ ગુણ જગમાં જન ગાએ-તારી ગતી હદી ન કળાએ,
છો વિશ્વ તણો વીધાતા;-સુણ૦
તું સર્વ જગતનો સ્વામી, તુજ કામમાં નવ ખામી,
છો ખરેખરો સુખદાતા;-સુણ૦
અતી સુખ તુજ સમરે થાએ, મન મલીનતા મટી જાએ,
વળી મળે સુરસ્તો તાતા-સુણ૦
ચિત દયા ન ધરેછે તારૂં, ટાળ તીમર' કરી અજવાળું,
કર મેર હવે ગુણ ગ્નાતા;-સુણ૦
ઇચ્છા દુખ આથી તરવા, વળી ગુણ કથન તુજ કરવા,
પણ છે તુજ હસ્તે દાતા;-સુણ૦
થયું ગ્રંથ મેર હતી તારી, દાખી તેં જો બુદ્ધી સારી,
થયા ઉપકારી મુજ માતા;-સુણ૦
વિપતીમાં વારે ચડજે, તુજ શેવક હારે કરજે
જેથી થઇ એ ગુણો તુજ ગાતા,સુણ૦

**સમાપ્ત.**

## આ પુસ્તકના અગાઉથી ગ્રાહક થએલ સાહે-બોનાં મુબારક નામો.

કોઠડા-કચ્છ.

૧૦ રા. વેલજી લધા કોઠારી.
૮ રા. ધીરામ વાલજી કોઠારી.
૫ રા. કુંવરજી ખેતશી ઠક્કર.
૫ રા. ખેરાજ લીલાધર કોઠારી
૫ રા. પ્રેમજી જેઠમલ કોઠારી
૪ રા. જાદવજી તેજા શોની
૨ રા. ખટાઉ દેવજી જોશી
૨ રા. દેવચંદ વાઘજી ઠક્કર
૨ રા. ધારશી લધા.
૨ રા. કાનજી દેવચંદ કોઠારી
૧ રા. જેઠમલ શ્યામજી કોઠારી
૧ રા. માવજી ભીમજી શોની
૧ રા. હીંગોર જાહાસમ મેરૂ
૧ રા. વેલજી હરીરામ કોઠારી
૧ રા. ગોપાલજી પ્રાગજી કો.
૧ રા. હંશરાજ સીવજી કોઠારી
૧ રા. દામજી મનજી જોશી
૧ રા. શા. કરમશી ભીમા.
૧ રા ભીમજી વાઘજી કોઠારી
૧ રા. જેરામ ગોપાલજી સોની
૧ રા. સાધુ દયાનદાસ ગોરધનદાસ
૫ રા. શેઠ જાદવજી વારજી
૧ „ કાનજી લધા જોશી

કોટડી-કચ્છ.

૧૨ રા. કુંવરજી રામજી માર્ફત
૧ રા. કુવરજી રામજી ઠક્કર
૧ „ કરશનદાસ ધનજી ઠક્કર
૧ „ વેલજી હરીરામ ઠક્કર.
૧ „ શુંદરજી ચંદા ઠક્કર
૧ „ શુંદરજી માનજી વ્યાસ
૧ „ કુંવરજી રાઘવજી ઠક્કર
૧ „ મુરારજી રણછોડ ઠક્કર
૧ „ ખેતશી જેરામ. ઠક્કર
૧ „ ત્રીકમદાસ નથુ ઠક્કર
૧ „ જાદવજી ગોવિંદજી ઠક્કર
૧ „ કેશરજી અલીયાજી જાડેજા
૧ „ ગોડ રણમલજી મુરવાજી બોરાવાળા.

કુંભારીઆ-કચ્છ.

૫ રા. દેવકરણ ગોવાભાઈ માર્ફત.
૨ રા. દેવકરણ ગોવાભાઇ.
રા. મીસ્ત્રી ગોવામલ જીવા
૧ રા. મેતા લાલજી ભાણજી
૧ રા. મીસ્ત્રી રા જેભાઇ નારાણજી

સણોસરાં-કચ્છ.

૧ રા. પચાણજી દાજીભાઇ જાડેજા.

૧ ,, ખેતાજી સતાજી જાડેજા
૧ ,, રામસંગજી કાંધાજી જા-
ડેજા—નાંદરાવાળા.

### ખોંભડી—કચ્છ.

૧ રા. ઉમરશી વાઘજી ઠક્કર
૧ ,, વેલજી લાલજી ઠક્કર

### દેવીસર—કચ્છ.

૧ રા. કલ્યાણજી ભીમજી

### નખત્રાણા—કચ્છ.

૧૩ રા. વેલજીમાધવજીશેઠમાર્ફત
૨ ,, શેઠ વેલજી માધવજી
૧ ,, જોશી રતનજી જીવણ-
રામ.
૧ ,, કૃષ્ણદાસ રતનજીઠક્કર
૧ ,, ઠા. માલજી દેવચંદ
૧ ,, ઠા. વિશ્રામ દેવચંદ
૧ ,, કોઠારી ગાંગજી પ્રાગજી
૧ ,, વકીલ નથુભાઇ કરશ-
નજી
૧ ,, ઠા. વાલજી ગોકલદાસ
વકીલ.
૧ ,, ઠા. કચરા ખીમજી
૧ ,, ઠા. વરતા ખીમજી
૧ ,, સુતાર ભાણજી શીવજી
મીસ્ત્રી—વીરાણીવાળા.

### નળીઆ—કચ્છ.

૧૪ રા. શીવજી મુલજી માર્ફત
૧ રા. શીવજી મૂળજી પંજા

શેઠ ગોકલદાસ તેજપાળ સ્કુ-
લ આસિસ્ટંટ.
૧ રા. મેતા હાથીરામ દલ-
પતરામ ડીસ્પેન્સરીના કમ્પા-
ઉન્ડર.
૧ રા. પુરષોતમ દેવજી રા-
જય ગોર—શેઠ. ગો. તે. સ્કૂલ
ના બીજા આસિસ્ટંટ.
૧ ,, ભટ મોહનલાલ જય-
શંકર શેઠ—ગો૦તે૦સ્કૂલ મો૦
૧ ,, જાડેજા દેગજી સાયબજી
૧ ,, આસુ દેવજી સા.
૧ ,, ગુશાંઇ પ્રેમગર અતુ-
પગુર.
૧ ,, ઠા. ડોસા હંશરાજ
૨ ,, શીવશંકર લાલજી વ્યા-
સ વાળા પદ્ધર વાળા.
૧ રા. જાડેજા શ્રી પ્રતાપ-
સિંહજી અરજણજી. વા-
ળા પદ્ધરવાલા.
૧ રા. રાણા શ્રી હરીસિંહજી
બોઇકા વાલા.
૧ રા. અબોટી બ્રાહ્મણ હરી-
રામ જાદવજી-વાળાપદ્ધર.
૧ રા. અબોટી બ્રા. ભાણજી
લાલજીવાળાપદ્ધરવાળા
૭ રા. જેઠમલ લીલાધર માર્ફત
૨ રા. ઠા. કાનજી વાલજી.

૨ ,, ઠા. જેઠમલ વી. લીલાધર
૧ ,, કેશવજી લખમશી શા.
૧ ,, કાનજીભાઇ મણશી શા.
૧ ,, રામજી દેપાર શા.

નરેડી—કચ્છ.

૨ રા. સલેમાન મામદ ખોજા
૨ ,, ઠા. દામજી રવજી.
૧ ,, ઠા. અરજણ માધવજી.

નાગ્રચા—કચ્છ.

૧ રા. ઠા. ગોવાલજી કાનજી.
૧ રા. માસ્ટર જટાશંકરભાઇ આત્મારામ—પાલીવર.
૧ ,, ઠા. વાલજી લધા.
૧ ,, ખેતશી વાલજી ખાંડકા પડના વેપારી.
૧ ,, સોની હરીરામ હંશરાજ

મોથાળા કચ્છ.

૧ રા. વિશ્રામ કલ્યાણજી

બિબર—કચ્છ.

૧ રા. વિશ્રામ ભાઇચના.

લકેડી—કચ્છ.

૨ રા. શેઠ કખૂભાઈ નરશી.

ડુમલા—કચ્છ.

૨ રા. શેઠ માધવજી ધનજી.

સાંયરા—કચ્છ.

૧ રા. માણક દામજી શા.

મંગવાણા—કચ્છ.

૨ રા. માસ્ટર હરીશંકર કહાનજી માર્ફત,
૨ રા. માસ્ટર હરીશંકર કહાનજી પંડ્યા.
૨ રા. તુલજાશંકર હરીશંકર વિદ્યાર્થી.
૧ ,, વાઘજી કહાનજી પુરાણી વ્યાસ.
૧ ,, રામજી સ્કૂલ ખીમજી આસિસ્ટંટ.
૧ રા. દેશળ કૃષ્ણ બારોટ.
૧ રા. લાલજી કલ્યાણજી.
૧ ,, દયાળ નારાણજી.
૧ ,, જેઠા મુરાજ.
૨ ,, માણસર કૃષ્ણ બારોટ. ભડલીખા સ્કૂલ માસ્ટર.

માનુકુવા—કચ્છ.

૧ રા. નાથાભાઇ મેઘજી મેતા

મુબઇ—બંદર.

૧૩ રા. રાઘવજી પ્રાગજી માર્ફત.
૫ રા. શેઠ દયાળ હરીદાસ શીવજી
૨ રા. ઠા. વિઠ્ઠલદાસ જાદવજી.
૧ રા ઠા. ખીમજી નાગજી.
૨ રા. ઠા. રામજી ગોવિંદજી.
૧ રા. ઠા. ગોપાલજી પ્રાગજી.
૧ રા. ઠા. કેશવજી ભવાનજી. ગઢસીવાળા.
૧ રા. ઠા. કલ્યાણજી મુળજી. આઇલમર્ચંટ.
૪ રા. શેઠ પરમાનંદ કોરજી માવજી માર્ફત.

૨ રા. શેઠ પરમાનંદ કોરજી
૧ ,, દયાળ ગીરધર.
૧ રા. લક્ષ્મીદાસ જીવરાજ.
૧૦ રા. કુંવરજી મૂલજી માર્ફત
૧ રા. ઠા. કુંવરજી મુલજી કો ટડાવાળા.
૧ રા. ઠા. વલ્લભ જેઠા ધો- ળીઆવાળા.
૧ ,, ઠા. શીવજી નરશી
૧ ,,ઠા શીવજીહીરજી તેરાવાલા
૧ ,, ઠા. કલ્યાણજી નરશી ભુજવાલા.
૧ ,, ઠા. પુરૂષોતમ હંસરા- જ તેરાવાલા.
૧ ,, ઠા.આણુંદજી પ્રમાણુંદ. સામત્રાવાલા.
૧ ,, ઠા. ખુધીઆભાઇ હંશ- રાજ ખીવાવાળા.
૧ ..ધરમશી જેઠાભાઇ તેરાવાલ
૧ ,, અરજુન ચત્રભુજનળી- યાવાલા.
૧૦ ,, રા. વેલજી ભીમજી માર્ફત
૨ રા.રા. બેંજામીન સામસોન
૧ ,, ,, જહાંગીર પેસ્ટમજી.
૧ ,, ,, મહેરવાનજી અરડસર
૧ ,, જોશી રામદાશ જેઠાભાઇ
૫ ,, વેલજી ભીમજી.
૫ ,, જોશી ધારશી દેવજી.

૪ રા. દેવજી કાનજી માર્ફત.
૧ રા. ઠા. દેવજી કાનજી કો- ટડાવાલા
૧ રા. ઉમરશી નારણુ દેવી- પુરવાલા
૦૧ રા. ખીમજી ગોકલદાસ કોઠારવાળા
૧ રા. કહાનજીભાઈ બડેવાલા
૧૩ રા. શોની જેઠાભાઈ દામ- જી માર્ફત
૫ રા. જેઠાભાઇ દામજી શો.
૫ રા. ધારશી ડુંગર શોહા- રવજી જાદવજી શોની
૧ ,, ત્રીકમજી કાનજી શોની
૧ ,, ઠા. સુંદરદાસ પુરૂષોતમ
૧ ,, ઠા. લક્ષમીદાસ હીરજી
૧૦ રા. શેઠ ઠાકરશી હરીદા- સ માવજી
૪ રા.પુરૂષોતમઅરજુન કોઠારી
૧ રા. દયાળ ખેતશી ઠકર

## તેરા—કચ્છ.

૧૪ રા. દયાળ ગોપાળજી મા- ર્ફત
૧ રા. ઠા. દયાળ ગોપાલજી
૧ ,, ઠા. માવજી ખેરાજ
૧ ,, ઠા. નારાણજી વીશનજી
૧ ,, ઠા કાનજી પ્રાગજી
૧ ,, ઈશર ધર્મસિંહ શોની

૧ ,, ઠા. મુરારજી દામજી
૧ ,, મેતા કાનજી રાઘવજી વકીલ
૧ રા. પચાણુ સામજી ખ-વાસ
૧ ,, હીરજી લાલજી શા.
૧ ,, બારાચ ગોકળજી કલા-જીકાલા તળાવ વાલા.
૧ ,, ઠા. સુંદરજી હરીરામ
૧ ,, ઠા. કરશનદાસ નાનજી
૧ ,, શોની દેવજી ધર્મસિંહ
૧ ,, ગુશાંહી ભવાનગર ખી-મગર

બિદૃા-કચ્છ.

૪ રા. જોશી સ્યામજી હ-હરીરામ વકીલ માર્ફત
૧ રા. સ્યામજી હરીરામ વ-કીલ
૧ ,, ગોપાલજી રામદાસ નવારાપર-મેનેજર.
૧ ,, વોરા વૈકુંઠરામ નારા-ણજી વકીલ.
૧ ,, ઠા. વિશ્રામ સ્યામજી વકીલ

જિઞાણુ-કચ્છ.

રા. જોશી માવજીભાઇ આત્મારામ
૧ ,, ઠા. નારાણદાસ સુંદર-દાસ
૧ ,, કુંવર ભવાન સંગજી જશાજી
૧ ,, ગુશાંહી જાદવગર મદ-નગર
૧ ,, ઠા. મુરારજી રામજી
૧ ,, જાડેજામે રામણજી રા-વળજી
૧ ,, કુંવર ભાણુજી પુંજાજી
૧ ,, અબુ જાકબ સોનારા.

નારાણ સરોવર-કચ્છ.

૨૨ રા. જોશી રવજીભાઇ મો-નજી માર્ફત.
૧ રા. રા. દલપતરામભાઇ પુરૂષોતમ ડાકતર સાહેબ
૧ ,, ,, મગનલાલ હરગો-વિંદ સ્કૂલ માસ્ટર
૧ ,, ,, ભવાનીદાસ નથુભાઇ. કમ્પાઉન્ડર.
૧ ,, મોનજી લક્ષ્મીદાસ-જોશી.
૨ ,, લવજી વી. મોનજી જોશી
૧ ,, નથુભાઇ હરીકૃષ્ણ સા-ચોરા
૧ ગોવાલજી ભારમલ જો.
૧ ,, કાલીદાસ લાલજી
૧ ,, સાચી મૂળશંકર દયા-રામ
૧ ,, જાદવજી હરીરામ જો.

૧ ,, સોમપુરાહરીશંકરકાહાંનજી
૧ ,, ખેતશી પીતામ્બરજો.
૧ ,, ઇચ્છાશંકર કાનજી સોમપુરા.
૧ ,, રાઘવજી દામજી ઠક્કર.
ડીસ્પેન્સરીના ડેસર
૧ ,, ઠા. શીવદાસ વિશ્રામ.
૧ ,, ઠા. વેલજી ધનજી
૧ ,, સુરજી હરજી જોશી
૧ જાડેજા ભોજરાજજી કાંયાજી મોટી ખાંભડીવાળા
૧ ,, જોશી પ્રભાશંકરટોપણ સ્કૂલના પહેલા મોનીટર.
૧ ,, કેશવજી રણછોડ સ્કૂલના બીજા મોનીટર
૧ ,, પુલીશ સિપાઇ મહાવીર રામ દયાળ મીસર.
૬ રા. દેવજી વી. મૂલજીભાઇ માર્ફત.
૧ ,, જોશી દેવજી વી. મુલજી બાલભૂષણુયાને બાળ શિક્ષણ કર્તા.
૧ રા.સોમપુરાહરીશંકરકાનજી
૧ રા.જોશીવેલજીવી. મુરાજ
૧ રા.પણીયા પીતાંબરસ્યામજી
૧ રા. ગોકલદાશ છગ્ગા.
૧ રા.સોની ખીમજી ઉમરશી.

**મામરાઈ–કચ્છ.**

૫ રા. શેઠ આનંદ [illegible] માર્ફત
૨ રા. શેઠ કાનજીભાઇ ડુંગરશી
૧ ,, ત્રીકમદાસ વેલજી.
૧ ,, ભટ બેચર ગોવિંદજી.
૧ ,, માસ્ટરદામોદરભાઈ દેવજી

**સુમરીરોહા–કચ્છ.**

૨ રા. રા. ઓધડલાલભાઇ પ્રાણજીવન કાર્યભારી.
૨ રા.રા. હીરજીભાઈ જાદવજી ન્યાયાધીશ.
૧ ,, ,, કુંવરજીભાઇ નારણજી દફતરી.
૧ ,, કોઠારી વેલજી સ્યામજી
૧ ,, માસ્ટર શાકરચંદ નાગ
૧ ,, વકીલ નારણદાસજીપંડીતજી
૧ ,, ,, મેઘજી મુરારજી.
૧ ,, લઘુ તુલશીદાસ સ્કૂલ આસ્ટિંટ.
૧ રા નુરમહમદ જેમલ વકીલ.
૧ રા.રતનજી માનશંગજીસોઢા

**કોઠારા–કચ્છ.**

૪ રા. સુરજી વીરજી મારફત.
૧ રા. ઠા. વાલજી રામજી.
૧ ,, ઠા.મઠુ ઉર્ફે અખેરામદા
૧ ,, ત્રુબકલાલ જીવરામ.
૧ ,, કેશવલાલ ચત્રભૂજ. કન્યાશાળાના આસિસ્ટંટ.

**ભુજ.**

૧ રા.ધારકજીવરામપુરૂષોતમ
૧ રા. મેતીલાલ વિશનજી
૧ ,, મેતા નર્મેરામ જગજીવન
,, સોની શીવજી બેચર

કેટલાએક ગ્રહસ્થો તરફનાં હેન્ડબીલો વખતસર ન મળવાથી આ સ્થળે તેઓ સાહેબનાં નામ દાખલ થઇ શકયાં નથી. તેના માટે દરગુજર થવા વિનંતી છે.

પેટ પકડીને હસજો હો !

કેમકે

"મારૂં તો હસી હસીને ધોતીયું ઢીલું થઇ જાયછે !!!"

વાત તો કરો–શાથી ?

અરે પેલી

"દાંભિક માન ખંડન ખેતા બાવની"

વાંચવાથી !

---

## એવું તે તેમાં શું લખ્યું છે ?

અહો !

તેમાં તો વ્રજ ભાષા, કચ્છી ભાષા અને ગુજરાતી ભાષાની રસીલી કાવ્યમાં સાધુ મહિમાની સાથે દાંભિક ઠગ બગલા ભક્તો જેઓ કેવળ કનક કામનીને માટે રાખ ચોળીને રખડતા ફરેછે તેઓની ધૂળ કાઢી નાખી છે ! અને હાસ્ય રસમાં એવી તો ટીકા કરી છે કે યાદ આવતાં મને તો વળી અટ્ટહાસ છૂટી જાય છે !!!

## પણ વારૂ ! ત્યારે તેની કિંમત શું છે ?

કિમત માત્ર બે આના

કચ્છી

"આડે તતા હકડો આધીઓ, કોરીઅજ્યું બ !"

પણ મળેછે ક્યાં :—

"ઘણે ઠેકાણે, જાઓ પેલા ચોપડી બનાવનાર પાસે"

## કચ્છ—નાગ્રેચામાં

ખાંટ ખેતસિંહભાઇ વાલજીને ત્યાં ધણીએ પડીછે.

## કચ્છ—કોટડા સુમરી રોહાવાળામાં

શેઠ પ્રાગજીભાઈ દેવજી પાસે.

## કચ્છ—નળીઆમાં

ઠા. જેઠમલ વિ૦ લીલાધર પાસે તથા

ઠા. કાનજી વેલજી પાસે.

## કોઠારામાં

ઠા. સુરજી વિ. વીરજી મડૈયાર પાસે.

## મોથાળામાં

ઠા. વેલજી લખમસી પાસે.

## નખત્રાણામાં

જોશી. વેલજી માધવજી પાસે.

## મુંબઈમાં

શેઠ. જીવરામ કાનજી પાસે ઠેકાણું કર્નાકપુલ પાસે.

ઠા. જાદવજી જેરામના માળામાં

જોશી. રતનસિંહ ગોવિંદજી વૈદ્ય ઠે. બાવદેવલ પાસે દવાખાનામાં.

ઠા. દેવચંદ વાઘજી મેવાવાળા જૂની મારકીટ સામે મેવાની દુકાને.

ઠ. રાઘવજી પ્રાગજી—ગ્રંથાધિપતિ.
નાગ્રેચા—કચ્છ.



